# કાસમ સંગ્ર

(રમુજી વાર્તાઓ)

બનાવનાર

કાસમભાઈ આહમદભાઈ હબીબભાઇ
દીવાને કાસમ, દાનેસે કાસમ, સીકંન્દર
વગેરેનો કર્તા.

મુંબઈ,
ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ.

ઈ. સ. ૧૮૯૧

કીંમત રૂ૦॥

૪૬૪૩

# કાસમ સંગ્ર

## ( રમુજી વાર્તાઓ )

બનાવનાર

કાસમભાઈ આહમદભાઇ હમીબભાઇ

દીવાને કાસમ, દાનેસે કાસમ, સીકંન્દર

વગેરેનો કર્તા.

મુંબઈ,

ધી રાયઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ.

૧૮૯૧

કીંમત રૂ૦ા

સેઠ ગોરધનદાસ ખટાઉ મકનજી, જે. પી.

મ્યુનીસીપાલ કોરપોરેશનના મેંબર, ઈત્યાદિ.

વ્હાલા મિત્ર,

મુજ જેવા તમારા એક દોસ્તની ઉપર હર
હમેશાં મેહેરબાની અને ચાહા રાખોછો
તેની યાદદાસ્તની એક નીશાણી
તરીકે આ નાનલું પુસ્તક
તમોને અર્પણ
કરૂં છું

સેવક કાસમભાઇ આહમદભાઇના સલામ સાથે.

મુંબઈ, તા૦ ૧ લી મારચ સને ૧૮૯૧.

# અવસ્થાંતર વિષે.

---

### દોહરો.

ચડતી પડતી સર્વને, દેખાડે કીરતાર,
સુરજ ઉગે ને આથમે, જો દિનમાં બેવાર.
જગ જગાએ ઘર થયાં, ઘર ત્યાં પાણી પાર,
ઉજડ ગામ ફરીને વસ્યાં, ધન ધન સરજનહાર.
સુખ વૈભવ તે શું હશે, ગરીબ મન મોઝાર?
ન પૈસાવાલા થયા, છતાં મુર્ખ સરદાર.
મનમાં મોજ સદા ગમે, ગયો જુવાની બ્હાર,
ભોગ તરૂણ થાવા ચહે, ધિક ધિક તુજ અવતાર.
શબવત સ્વામી જોઇને, પ્યારી કરે પોકાર,
પણ કાસમ નહીં આવશે, ગયો પ્રાણ આ વાર.

# પ્રસ્તાવના.

"દિવાને કાસમ" નામના ગાયન સંગ્રહને શોકીન સજનોની સેવામાં રજુ કર્તાં મળેલા ઉત્તેજનથી અને મારા મિત્રોની આગ્રહથી "કાસમ સંગ્રહ" નામનો વાર્તાનો આ બિજો ગ્રંથ મેં પ્રસિદ્ધ કરી ફરીને થોડા માસના અંતરમાં શોકીન સજનોની સેવામાં નવા વેશમાં રજુ કરૂંછું, એમ કર્તાં હું આશા રાખું છુ કે જેવી રીતે મારો પેહેલો યત્ન પસંદગી મેળવી શકયો છે તેમ આ મારો બીજો યત્ન પણ પસંદગી મેળવી શકશે અને જો સારા ભાગ્યે તેમ થયું તો હું ખુશી થવા સાથે તેઓનો ઓછો આભારી નહીં થાઉં, પણ ઘણો થૈશ.

આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો મારો મુખ્ય હેતું કાચા સમજનાં છોકરાંઓને અને નિરદોષ ભોળાં સ્ત્રી-પુરૂષોને, આ અસાર સંસારના પાપી, પ્રપંચી, ખટપટી, લોભી અને વ્યસની દુરજનોથી સાવધ રહેવાને નશીયત-શિખામણ-સદબોધ આપવાનો છે. આપણે વારંવાર વડિલોને તેમનાં અણસમજુ છોકરાંને શિખામણ અને ઠપકો આપતાં સાંભળીએ છીએ પણ મારા ધારવા મુજબ તે ઝાઝી અસર કરી શકતાં નથી. આ ખામી દુર કરવાને અને શિખામણને કે નીતિને રસ્તે ચઢાવાને સરસમાં સરસ ઉપાય એ છે કે રમુજી કલ્પીત વાર્તાઓથી નશીયત આપી હોય તો તે સંગીન અસર કરી શકે, કેમકે વાર્તાની અસર

ઘણા વખત સુધી મનમાં રહી શકે એ બનવા જેવું છે અને હું ધારૂં છું કે સમજુ ગ્રંથકારોએ પણ આવીજ કલ્પનાથી પુસ્તક રચ્યાં હશે. આવા વિચારોથી મેં ફુરસદના વખતમાં કેટલીક બનેલી, કેટલીક કલ્પીત અને કેટલીક સાંભળેલી વાર્તાઓમાં જોઈતો સુધારો કરી લખી રાખી હતી. લખેલું પુસ્તક પણ ઘણાક મિત્રોને પસંદ પડયું પણ મારા મનમાં "એમ આવતું કે લોકો કહેશે કે પોતાની વિદ્વતા દેખાડવાને અને ગ્રંથકાર લેખે પ્રસિદ્ધ થવાને મિથ્યાં ફાંફાં માર્યાં છે! વળી કોઇ કહેશે કે એમાં તે એટલો શો દમ છે! એથી તે શું નશીયત મળવાની છે! ગાંડી ઘેલી વાર્તાએ શું અસર કરવાની છે!" આવા ખ્યાલથી મેં મારા રચેલાં પુસ્તકોને છપાવવાંજ મુકી દીધાં. પણ "થનાર મિથ્યા કોણ કરી શકનાર છે" એ રીતે મારા વિચાર એક બાજુ મુકવા પડયા અને જાણે કુદરતેજ આ પુસ્તકોને પ્રસિદ્ધ કરવા નિરમાણ કર્યાં હોય તેમ મારે મિત્રોને ખાતર અને વિશેષે કરીને પરમ મિત્ર શેઠ ગોરધનદાસ ખટાઉ મકનજીના અત્યાગ્રહથી છપાવી પ્રસિદ્ધ કરવા પડયાં છે. પુસ્તક પ્રસિદ્ધ કર્તાં અગાઉ મને જે ચિંતા તેની ખામી વિષે અને પસંદ પડતાં નહીં થાય તે માટે હતી તે દુર થઇ છે એમ હું શોકીન સજનોનો ઉપકાર માનતાં જાહેર કરૂં છું કેમકે શોકીનોની પસંદગી ગ્રંથને માટે મેળવવીએ ઘણું જોખમ ભરેલું છે. આ રીતે પસંદગી મેળવ્યા છતાં હું ગ્રંથકાર લેખે ખપાવાને માગતો નથી. ગ્રંથકાર લેખે પ્રસિદ્ધ થવાની પણ

મારી ચાહના નથી પણ મારો હેતુ ઉપર સુચવ્યો તેવોજ છે; કેમકે માણસોના મન ઉપર અસર કરનારા પુસ્તકોની જરૂર છે તેમાં પણ મધ્યમ વર્ગના અને વિશેષ કરીને થોડું ભણેલાં સ્ત્રી-પુરૂષોને વાંચવાનાં પુસ્તકોની ઘણી ખોટ છે કેમકે ઘણાક લોકો જે પુસ્તક છપાવે છે તેની ભાષા ઘણી સખત હોય છે. મોટા મોટા ભારે બોલ અને લાંબાં લાંબાં વાકયો તેઓથી સમજાતાં નથી તેથી માગ ધારવા મુજબ પુસ્તકોથી જે અસર થવી જોઇએ તે થતી નથી. ગ્રંથકારો જાણે એવોજ ખ્યાલ રાખે છે કે ભાષા કઠણ રાખી હોય તો લોકો વધારે પસંદ કરશે. અલબત આ ખ્યાલ કેટલેક દરજ્જે ખરોછે વિદ્વાન લોકો તે પસંદ કરશે પણ મધ્યમ ભાષા સમજનારા લોકો તે પસંદ કરશે નહીં તેમને તે પુસ્તકો ગમે એટલા સુબોધવાલા છતાં મારી સમજ મુજબ કંઇ કામે લાગતાં નથી. આથી કરીને જાણે મધ્યમ ભાષા સમજનારા લોકોને માટે પુસ્તકજ ન હોય તે થયું છે પણ સારે ભાગ્યે તે વિચારમાં સુધારો થતો દિસે છે અને મધ્યમ સરની ભાષાથી પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યા છે પણ તે ઘણાં જુજ છે. આ વિચાર ધ્યાનમાં લઇને મેં આ પુસ્તકની ભાષા ઘણી સાદી અને ઘરમાં બોલાતી ભાષા જેવી અને ખાસ કરીને સર્વ લોક સમજી શકે તેવી રાખી છે. આ ટલું છતાં ભાષામાં અને વાર્તાની ગોઠવણમાં ઘણી ભુલો રહી ગઇ છે પણ હું ગુજરાતી ભાષાનો પ્રવિણ નથી તેમ કસાયલો વિદ્વાન નથી એટલે તે ભુલોને માટે વાંચનારા સજનો દરગુજર કરશે અને જેમ સુપડું સાર ગ્રહણ કરી કચરો કાઢી નાંખે છે

તેમ આ પુસ્તકમાં જે ખામી દેખાય તે કહાડી નાંખી સાર ગ્રહણ કરવામાં આવશે તો મારો હેતુ પાર પડયો જાણી હું ખુશી થવા સાથે ફરીને વાચનારા સજનોનો ઉપકાર માનીસ.

છેવટ મારે જાહેર કરવાની જરૂર પડે છે કે જેમ ઘણાક ગ્રંથકારો પુસ્તકનું ખરચ પોતાને માથે ન પડે તે માટે તથા તેમાંથી કમાણી કરવાને સારૂં પ્રાસ્પેકટસ—જાહેર ખબર કાઢીને પુસ્તકો ભરાવે છે તેવું કંઇ પણ મેં કર્યું નથી. પુસ્તકો ભરાવાને કરવી પડતી ખુશામત ઘણીક વખત સારા ગ્રંથકારોને નામોશી લગાડે એવો દેખાવ કરે છે. બેશક આ બદી દુર કરવાની જરૂર છે. જો પુસ્તકમાં હિર હોય તો એની મેલેજ તેનો ઉઠાવ થઈ જાય છે. પણ વગસગથી કે ખુશામતથી આશ્રય મેલવવો એ ગ્રંથને અને તેના પ્રસિધ્ધ કરનારને હીણપસ્તી લગાડે છે. આ ખ્યાલથી મેં તેવો કશો યત્ન કર્યો નથી.

શેઠ ગોરધનદાસ ખટાઉ મકનજી જેઓ સાથે મિત્રાચારીનો સંબંધ થયા પછી તેઓ મારા ઉપર એક ભાઈ લેખેને મિત્ર લેખે જે ચાહના રાખે છે તેની સાચી યાદગીરી તરીકે આ પુસ્તક તેમને અરપણ કરયું છે. અને મારે વગર અચકાવે કહેવું પડે છે કે જેમ બીજા કેટલાક ગ્રંથકારો પોતાની કોઇ મતલબ કાઢી લેવાને અથવા પોતાનાં પુસ્તક ખપાવાની ધારણાથી પુસ્તકમાં અરપણ પત્રિકા મુકે છે તેમ મેં કોઈ પણ ધારણાથી આ પુસ્તક અરપણ કરયું નથી પણ ઉપર જણાવ્યા પ્રમાણે એક ભાઈ તરીકેના ખરા પ્યારથી અર્પણ કર્યું છે.

# શાંકલીયું

પાના.

## વસંતતિલકા.

તે પ્રેમ એજ મનની સ્થિરતા તગાવે,
તે પ્રેમ એજ ફરિ પુર્વની યાદ લાવે,
તે પ્રેમ એજ પ દેશ વિષે ફરાવે,
તે પ્રેમ એજ સુખ શોક સદા કરાવે.
તે પ્રેમ એજ દિન, રાત્રિ વને ભમાવે,
તે પ્રેમ એજ સુખે ઘરમાં સુવાવે.
તે પ્રેમ એજ અવસ્થાંતરને કરાવે.
હા પ્રેમ કાસમ તને ધનવાદ કહાવે.

૪૬૪૩

# કીસમતની કારસાજી.



(એક વારતા.)

હીંદુસ્થાન જેવું બોહોલું સ્વસ્થાન, ઇંગ્રેજી સલતનતમાં આવ્યા અગાઉ, મુસલમાન સાનશાહાઓના હાથમાં તે એક મોટું દબદબા ભરેલું રાજ ગણાતું હતું, અને તે રાજકરતાઓ, દીલીને પોતાનું પાયતખત શેહેર ગણતા હતા, એ શેહેર તે વખતમાં મોટું દબદબા ભરીયું અને જાહોજલાલીથી ભરપુર હતું અને તે સાનશાહોના રાજમાં હીંદુસ્થાનના બીજા મેહેસુલ આપના મુખ્ય રાજ કરતાઓને વરસનો મોટો ભાગ દીલીમાં વસવું પડતું હતું, કારણ કે મેહેસુલ ઇનસાફ લેવડ દેવડ તથા હરએક પ્રકારની સઘલી બાબદો સાનશાહાના હાથે દીલી ચુકવવામાં આવતી હતી, અસલ સાનશાહા હુમાયુંન શાહાની સલતનતના વખતમાં, મુઝફ્ફરખાન તથા મુનવ્વરખાન નામના બે નામાનકીત

મોટા ઉમરાવો દીલી શેહેરમાં વસતા હતા, તેઓ આબરૂ ઇઝતે તથા નાણે બહુ પુર હતા, એ બેઉ અમીરોને સાનશાહા તરફથી મોટી જાહાગીરો બખશીસ કરવામાં આવી હતી, જે જાહાગીરો દીલી શેહેરની ઘણી નજીક તથા લગોલગ હોવાથી તે લોકો પોતાની જાહાગીરોમાં વસતાં હતા, અને પોતાના રેહેવા સારૂં પોતાની જાહાગીરોમાં સારા મોટા આલીશાન મકાનો બંધાવ્યા હતા, જેની સાજ સજાવટ તે લોકોએ પોતાની અમીરી દબદબા પ્રમાણે સારી ઉમદા અને શોભાયમાન બનાવી હતી, એ બેઉ અમીરોની રીહાસ્ત ઘણીજ એક બીજાની નજીક આવેલી હોવાથી, હર વખતે તે લોકોને અરસપરસ મુલાકાત લેવા તથા મલવા ભેટવાને બની આવતું હતું, જેથી કરીને તેઓમાં પ્રીત નજીકના ખેસીયો કરતા પણ બહુજ વધું ગાઢી બંધાઇ ગઇ હતી, તે એટલે સુધી એ લોકોની પ્રીતે હદ લીધી હતી, કે અગર કોઇ દીવસ એક બીજાને મલ્યા ભેટયા વગર જતો હતો, તો તે દીવસ તે લોકોને બહુજ ગમગીની ભરેયો લાગતો હતો, એ બેઉ અમીરોને પેટે એક એક સંતાન હતું, અમીર મુઝફ્ફરખાનને અબદુલાબેગ નામનો છોકરો હતો, તથા અમીર મુન્વરખાનમને અસગરીખાનમ નામની છોકરી

હતી, એ બેઉ છોકરો છોકરી અકલ ચાલાકીયે દાનેસમંદીયે ચાલ ચલગતે ખુબસુરતીયે પુર હતા, અબદુલાબેગની ઉમર વરસ ચઉદની તથા અસગરીખાનમની વરસ તેરની હતી, એ બેઉ જણાઓના દીલની અંદર અરસપરસ મોહોબતનો નીરમલ ઝરો વેહેતો સુરૂ હતો, બુઢા બેઉ અમીરો મુઝફ્ફરખાન તથા મુન્વવરખાન રાબેતા મુજબ હરરોજ સાંજના, દીલીના જમના નદીના કાંઠા ઉપરની ફરવાની જગા ઊપર અમીર ઉમરાવો સાથે એ નદીની ખુસબખ્તી ભરેલી લ્હેહેકીયોની હવા ધોરવા સારૂં સામેલ થતા હતા, અને અબદુલાબેગ તથા અસગરીખાનમ પણ પોતાના વાલીયોની સાથે, આયે મીલાવડાનો લાભ લેવા સારૂં વારમવાર આવતા હતા, તે લોકોની પોતામા અરસપરસ અંદર ખાનેની ચાયના સારી હતી, એ બેઉ અમીરોનો પોતાનો અંદર ખાનેથી છુપો એવો ઠેરાવ હતો, કે આપણી જાગીર તથા નાણું પારકે હાથે ન જતાં, આપણા એકજ કુટુંબમાં જલવાયતો સારૂં, અને તે ઉમેદ પાર પાડવાનો રસતો ફકત એકજ હતો કે, અબદુલા બેગને તથા આસગરીખાનમને લગનની પવીતર ગાંઠથી જોડી આપવા, આએ નેક મસલતનો સેજ સાજ ઇસારો

અબદુલાબેગ તથા અસગરીખાનમને પણ ખબર હતો, જેથી બેઉ જણાઓએ નાનપણથીજ પોતાની પ્રીત અરસપરસ બાંધી રાખી હતી, અને એ મોહબતને વધારે અને વધારે ખીલવી પુર બાહારમાં લાવાની, આ બેઉ બુઢા અમીરોએ પેહેલેથીજ કોશીસ જારી રાખી હતી, એક વ ખતે ઇદના ખુસબખ્તીના તેહેવારને દીવસે અસગરીખાનમ તથા અબદુલ્લાબેગ, પુર પોશાકમાં સજેલા દર દાગીનેથી ગઠેલા અને હરેક અમીરી તોરથી સાણગારેલા, જમનાના કીનારા ઉપર પોતાના વાલીઓની સાથે ફરવા આવયા હતા. અને તે લોકો એવી પ્રીત તથા માયાથી પોતપોતામાં વાતચીત કરતા હતા, કે જતા આવતા પુરૂશો આએ જોડાંને જોઇને, તે દાદગરે દાવરની દરગામાં સુગરાના ચાહાતા હતા, અને તેઓની લાંબી આયુસને વાસતે દુવા ગુજારતા હતા, આએ બેઉ બુઢા અમીરોયે દીલીના બાંસીદાઓનો એટલો તો પ્યાર પોતા ઉપર ખેંચી લીધો હતો, કે હરએક આદમી તે લોકોની જાહોજલાલીની સખાવતી દીલ ગુરદાની તથા મીલનસારીની તારીફ કરતા હતા, અને હરએક અદના તથા આલાના મોઢે તે લોકોને વાસ્તે સારીવાંણી ઇછાતી હતી.

**અબદુલાબેગ**—વ્હાલા અસગરીખાનમ આજનો. સપરમો તેહેવાર તમોને મુબારક હોજો અને મારીતો હમેસાં તે માલક જે આખી દુનીયાના ખાસો આમનો પાલનહાર મેહરબાન છે, તેની પાસે દુવા છે કે આપણી ઉમેદો ભરેલી મોહોબત કાયમ રાખે, અને આપણે આપણી હયાતીના દંમ સુધી, સુખ ચેન સાથે ગુલાબના ફુલ મીસાલ પણ કોઇબી કાંટો પોતાના બદન ઉપર રાખ્યા વગર હમેસાં પુર પમરાત સાથે ખીલેલા રહીયે.

**અસગરીખાનમ**—હા વ્હાલા આએ તેહેવાર તમોને પણ મુબારક હોજો અને મારી પણ તે દાવર પાસે એજ દુવાછે, કે આએ ફરતો આસમાન પોતાની રાબેતાની ચાલ મુજબ આપણી ઉપર કોઇ રીતની ગીરદરતીના કીરણો કબુ ફેંકે નહીં, અને આએ આપણી મધભરી મીઠાસમાં ખલલ ન કરતાં, પોતાની છાયા તલે અમનો અમાન રાખે.

એટલું બોલી આએ બેઉ જણે અરસ પર સ ઇદ મુબારક કીધી. એટલામાં બેઉ બુઢા અમીરો નું તયાં આવવું થયું, તે પ્રસંગે અમીર મુઝફ્ફરખાને અમીર મુન્વવરખાનને કહયું, અયે વ્હાલા ભાઇ આજે

આપણો ઇદનો સપરમો મુબારક દીવસછે, તેથી મારી એવી ખુસી છે કે તમો તથા તમારા ફરજંદ અસગરી-ખાનમ મારી સાથે મારે મકાને જમો તો મેહરબાની થાએ.

**મુઝફ્ફરખાન**—વ્હાલા મેહરખાન તમો મારા મોટા ભાઇ છો, તેથી હું તમારા દરેક હુકમને માન આ-પવા હાજર છું, હું મારા તથા તમારા મકાનમાં કોઇ રીતની જુદાઇ સમજતો નથી, તેથી તમો ભાઇની જો તમારે ત્યાં ખાણું આપવાની ખુશી હોય તો તે હું દીલો જાનથી તમારા બોલે લેવાને તઇયારછું.

એટલું બોલી એબેઉ અમીરો તથા તેઓ બંનેના ફરજંદો એક ગાડીમાં સાથે બેસી મુન્વવરખાનના મકાને સીધારયા. ઇદનો તેહેવાર હતો એટલે સેંકડો લોકો અમીર સાહેબને મલવા ભેટવા આવતા હતા; અને મલવા ભેટવાની ક્રીયા પુરી થયા પછી સહુ મલવા આવેલા ગ્રહસ્થો પોત પોતાને મકાને વીદાય થયા બાદ જમવાનું દસ્તરખાન બીછાવામાં આવ્યું, અને બંને અમીરો પોતાના ફરજંદો સાથે જમવા બેઠા.

**મુઝફ્ફરખાન**—વ્હાલા બેટા અબદુલાબેગ ખુદાએ આપણને કસી વાતે કોઇના મોહતાજ કીધા નથી, એ એની દરગામાં કરોડો સુગરાના છે, આજને સપરમે દીવસે એવી તને કેઇ મનગમતી ચીજ ભેટ આપું તે હુ સમજી સકતો નથી, આજ જેવા ખુસહાલ દીવસે બચ્ચાં-ઓને પોતાના માવતર અથવા વડીલો પાસેથી કોઇ ચીજની ઇનાયત મલીઆ વગર ખાલી જાએ એ અપ-સગન જેવું ગણાય, તેમ એવી કોઇ ચીજ નથી જેથી ખુદાએ તને બેનસીબ કીધો હોય, પણ એક ઘરડા વાલી તરીકે નસીહતનો ખજાનો ભેટ આપુ તો ખોટું કહેવાય નહી, બેટા દુનયાની હર જંજાલમાં તને ઝીપલાવવું પડશે, અને તેના દરેક કાનુનોને મલતા થઇ ચાલવુ પડશે, તારે પોતાના અંગબલને તથા મગજ શકતીને તથા હલાલ રોજી કમાવી લાવવાની ફીકરને કોઇ દીવસે પણ તારા દીલની અંદર સુસત પામવા આપતો ના, સ્ત્રી બચ્ચાંઓની માવજત રાખવી અને તેઓની સાથે કેવી રીતે વરતવું, એ ધડો આગલથી શીખવાનો છે, કારણ એક સલતનતના તમે જેવા રાજાછો, તેવીજ રીતે તમારી સ્ત્રીને વજીર જાણવી, અને બચ્ચાંઓને રઇયત સમજવી, એ

ત્રણેનો જયારે અરસપરસ પ્યાર હોય, ત્યારે સલતનતને કેટલો જોબાયસ છે તેનો વાચાર કરજે, જેટલું તને પીળું દેખાએ એટલું સોનુ તથા ઉજલું દેખાય એટલું દુધ કદી જાણવું નહીં, હર વખતે મન ઉપર ઠસી ગયલો દુનયાઇ જંજાલોનો બોજો, સેહલ કરવાને વાસતે સબુરી અખતીઆર કરજે, મોંહડુ જેને કુદરતે ગુલાબનો રંગ આપ્યો છે, તેને કોઇબી દીવસે હલદના પાણીએ ધોઇ બેઢપ કરતો ના, એટલે સબુરીને કોરે મુકી કોઇ દીવસે ગુસ્સાનો સાથી થતો ના, આએ દુનીયાની ફરતી ઘંટીમાંથી કોઇ ચોખાનો દાણો આટો થઇ પીસાઇ ગયા વગર રહયો નથી, આએ દુનીયાની બુલન્દી તથા પસ્તી કાયમ નથી, અને જેમ રાત પછી દીવસ, સવાર પછી સાંજ ચાલ્યા કરે છે, તેમ તારી ઉપર આવા સુખનો વાદલ હંમેશાં રહેસે, અને અમીરના છોકરા તરીકે જે એસ આરામ ભોગવેછે, તે તારી સાથે હંમેશાં દોસ્તી રાખી નીભાવ કરે, એ કદી તારે ધારવુંજ નહીં, હરવાતે ધીરજ રાખી પુરો અંદેસો કરયા વગર, અથવા તેનો સારાંસ મેલવીયા વગર હવાની મસકરી કરતી ગેલીઓ ઉપર કદી તુ ભરોસો કરતો ના, જે દીવસ તારો સુખ ચેનમાં ગુજરે તે દીવસને હમેશાં ગનીમત

સમજજે, અને તે માલક જેણે તુને ફલક ઉપરથી આએ દુનીયાની મુસાફરીએ મોકલ્યોછે, તેની ઇબાદત કરવામાં કદી પછાત પડતો ના. તથા દુનયાના આએ ઠગબાજીભરેલા દેખાવ તથા ઠાઠ ઉપર ખુબ ગોરથી વીચાર કરજે, મેહમાનોની હમેશાં તાબેદારી કરજે, અને કોઇબી સાથે દોસ્તી રાખતી વખતે ખુબ વીચાર કરજે, કારણ આજ ના વખતમાં જાની દોસ્તો કરતાં મતલબીઆ દોસ્તો ઘણા છે, અગર કોઇ કુતરો દરવાજા ઉપર આવી ભોંસવું સરૂ કરે, તો દુરથી તેને કટકો રોટલો આપજે નહીં તો કોઇ દીવશે અંધારામાં તારા પગ કરડી ખાયા વગર રેહશે નહીં, પણ હર ઘડીએ રોટલાની લાલચે તારે દરવાજે આવે એવું કરતો ના, અસરાફ અને કમજાતનો હમેશાં દીલમાં તોલ કરજે, અસરાફની સાથે હમેશાં દોસ્તી રાખ જે, કારણ તેનું ખાનદાની લોહી તેને કદી તારે વાસ્તે ગરદન આપતાં અટકાવશે નહીં, વરસાદના દીવસમાં વાદલ ઉપર કદી ભરોસો કરવો નહી, કારણ હવા વરસાદને ઉડારશે, અથવા તો વાદલો પાણી ભરી વરસાવશે એ ધારવુંજ નહીં, કુદરતી કામ અકલથી બાહેર છે, તેની ઉપર ઘણો વીચાર કરતો ના, તે કીરતાર પાસેથી હરરોજ

અમનો અમાન જવાની દુવા માંગજે, આજનો દીવસ વીત્યો છે કાલની ફીકર કરજે, જયારે આસમાનનુ પોતાનુ મંડલ સ્થીર નથી, તયારે તારૂં મંડલ અથવા ચકર સ્થીર રાખી શકે અથવા રહી શકે એ બનવા ઉપર ભરોસો કરતો ના, આજની અમીરી ઉપર મુસતાક, તથા નાણા ઉપર ભરોસો, તથા વેહ્તી ઘોતોનો આવજાવનો ઇતબાર, કદી કરતો ના, કારણ લંકામાં સોનું જોઇ દીલને ખુસી રાખવું, અથવા તે ઉપર ભરોસોં કરવો, એ દાનેસો ના કોલથી ઉલટું છે, નાણું એ એક એવી ચીકણી ચીજ છે જે હાથથી સરકી જતાં બીલકુલ વીલંબ લાગશે નહીં, વાસ્તે હર હમેસાં કીડી જેવા એક નાહના પ્રાણી જેવો દુર અંદેસી થજે, કારણ વરસાદમાં દરમાંથી બાહાર નીકલાશે નહી, તેયારે ફરજ છે કે ઉનાલામાં દાણાનો સંગ્રહ કરી મુકવો, એટલે સારી સ્થીતીમાં એવું કોઇ કામ કરતો ના જે તારા માઠા દીવસની અંદર તારા કપાલની ઉપર કાલો ધબ્બો નજર આવે, આકેબતનો હમેસા અંદેશો કરજે, કારન તે કીરતાર પાસે તારા પાપ ની તોજેસ વાસતે, એક દીવસ જરૂર તને જવુંજ પડસે, તારે ત્યાં ઘુનેગારોની મજલીસમાં સામેલ ન થતા, ચાંદની

મીસાલે તારૂં તેઝ તારી નેકીના અવેજમાં ચલકતું રીચે એમ કરજે, મોટું પાપ જે કોઇની ગીબત તથા નિંદા કરવામાં છે, તે કદી કરતો ના, અને પોતાના થોડા લાભ ખાતર બીજાને બીલકુલ ખરાબ કરવો એજે મરદુમ આઝારી હરગીઝ કરતો ના, કારણ તેના જવાબથી તે સાહેબની દરગાથી છુટવું બહુ ભારી પડસે, ખુસામતીયાઓ અને ખોટા ડોલ ઘાલુંયો, તને સારા વચન ઓચરે તે સાંભળવાથી હરદમ તારા કાન બંદ રાખજે, અટલી નસીહતને વ્હાલા ફરજંદ ઇદની પેરામણી તરીકે હઇદાનો હાર કરી રાખજે.

**અબદુલાબેગ**—વ્હાલા બાવાજી આજના ઇદની તેહવારની તમારા મુખેથી પડેલી હીરાના હાર જેવી ભેટને, મે એક સીલા લેખની પેઠે, મારી છાતીમાં કોતરી રાખી છે.

**મુજફ્ફરખાન**—વ્હાલી બેટી અસગરીખાનમ મે મારાથી જેટલી બની એટલી નસીહત, અબદુલાબેગને આપી છે, પણ પ્યારી બેટી, તને પણ તેવી એક ભેટ આપતા વીસરી જાઉં, તો ખરેખરો ગેરઇનસાફ થાય; બેટી બચાવોની માવજત માતાને કુદરતી આવે છે, પણ ઘણી

તરફની તાબેદારી અને ચાહુનો ઘડો દરેક સ્ત્રીને પોતાની જીંદગીમાં પેહેલે સીખવાની ફરજ છે, હર હમેસા સુખ યા દુખની વખતે પોતાના વ્હાલાને એક સરખી રીતે વલગી રેહેવું, અને તે વખતે પોતાપર પડતા દુખની એક કરચ જેવીં નીસાન પણ મોહડાપર લાવવી નહીં, કે જેથી કરીને પોતાના ખાવિંદને તેના દુખમા વધારો થાએ, હર હમેસા ચેરો નીમકીન તથા હસતો રાખવો, સ્રી તરીકેની ફરકસર હરહમેસા કરતા રેહેવું, કારણ જેવું આજ એવું કાલે હોએ એવું કદીએ ધારવું નહીં; રાચ રચાવત ઘર સંસારની માવજત તથા તેનો અનુસરતો સઉ કારભાર, કેમ રાખવો તથા ધણીની તાબેદારી કેટલા અદબ અંદાજથી કરવી, તે વીશે બહુ પુરતો ખેયાલ કરવો. અગરચે બધું રાજાના નામે રાજપાટ ચાલે છે, પણ જાહાંસુધી તેનો વજીરશાનો તથા અકલમંદ નહીં હોય. તો તેની રઇયતને સુખ હોયજ નહીં, તેમ તમો એક વજીર છો, તારે દેસની આબાદાની અને ફકર રાખવી એ કામ વજીરનું છે. હરહમેસા ઉપર ખુદા અને દુનીયામાં ધણીના પુર ફરમાનો બજા લાવતા પાછલ હટવું નહીં, વાલી બેટી અને પ્યારા ભાઇ હાલ તરતતો

ઘણું મોહોડું થવા આવ્યું છે તેથી હું મારૂં બોલવું મોકુફ કરૂં છું, પણ પ્યારા ભાઇ મુન્વવરખાન તથા બેટી અસગરી, તમોએ આજે મુજને આએ મારા મકાનમાં આજના મુબારક દીવસે પધારીને જે જેબાયસ આપી છે, તેથી મોટો ઉપકારી છું.

**મુઝવરખાન**—વ્હાલા મેહેરબાન ભાઈ હું તમારા તથા મારા વચે કોઈ રીતની જુદાઇ રાખતો નથી, તારે આવા બોલ બોલી મને નાહક કાય સરમીંદા કરો છો, આપણા બેઉ વચે એક સગા ભાઇઓ કરતા પણ વીશેસ મીલાપનો નાતો છે, તેમા આવા બોલ બોલવાની કસી જરૂર નથી.

**મુજપ્ફરખાન**—વ્હાલા ભાઇ કાંઇ ગુસતાખી થઇ હોય તો દરગુજર કરજો.

આએ પ્રમાણે અરસ પરસ મસકરી કરી રાત બહુ મોડી થવા આવ્યાથી બેઉ અમીરો અદબ અંદાજથી તસલીમ બજાવી છુટા પડયા, એવી રીતે અરસ પરસ મોહોબતમાં બે ચાર વરસ બીજા પણ વહી ગીયા. એક દીને બામદાદની બંદગી ખલાસ થયા પછી, મુજફ્ફરખાને પોતાના બેટા અબદુલાબેગને બોલાવી મંગાવ્યો.

**મુજફ્ફરખાન**—વ્હાલા બેટા અબદુલબેગમ ને તારી સાથે ઘણી ખાનગી તથા છુપી વાત કરવી છે, જેથી તને આએ વખતે તેડવો પડયો છે ગઇ કાલે સાંજના આપણા વાસવાસું મુનીમ ગુલામખાંએ આખા વેપાર તથા મીલકતનો સરવઇયો ઉતારી આપ્યો છે ( આંખમાં પાણી ભરીને ) આએ ફરતી ચાલના ચરખે કોઇને પોતાની ઘંટીમાં પીસેયા વગર મુકયો નથી, તેવી રીતે તે સરવઇયા ઉપરથી મે મને ઘંટીમાં પીસાઇ ગયલો જોયો છે, અને મારી આખી દોલત બરબાદ થતા એટલે મારી આખી અસકેયામત માંગનારને આપી દેતા મારી ઉપર સાબેત બીજા અમીરોનું દેવું રહે છે, જે દેવું જો હું મારૂં બાકી રહેલું એક મેહેલ પણ આપી દેવું તોએ પુરૂ થાય એમ નથી, બેટા મને અફસોસ એજ છે કે મે તારા વાસ્તે હવે પછીની ફકર કરીને કસું બચાવીયું નહીં, અલબતા હું સારી રવેસ સમજું છું, હરેક ઇનસાન પોતાના નસીબસાથે અવતરે છે, માયબાપો જનમ આપવાના સાથી છે, કાંઇ નસીબના સાથી રહેતા નથી તેમ છોકરાઓને સારા નસીબ સાથે પેદા કરવા કાંઇ માવતરોના હાથમાં નથી, એ કામ તે કીરદીગાર વગર બીજો કોઇ

કરી શકતો નથી, તોએ પણ મારા એક બાપ તરીકેની ફરજથી આંધલો થઇ, મારી જે ફરજો વીચારવાની હતી તે વીચારી નહી, ખેર હવે દુધ ઢોલાઇ ગીયા પછી તેનો પસતાવો કરયાથી જમીન ઉપરથી ઉચકાઇ સકાતું નથા, તેમ મારા સરવઇયા તથા વહીવટની આગળથી મને બીલકુલ ખબર હતી નહી, અને હતે તો આવા મોટા સટા તથા વેપારના દોરમાં, આટલું બધું ગુમવાતે નહી, તીર મારેયા આગળ મારે એ વીચાર કરવાનો હતું નહી કે તીર કમાનેથી છુટી ગયા પછી, થયું તે કાંઇ ન થયું કેવાસે નહી, પણ વાહાલા બેટા તારી અવસ્થાની અને તારી હાલતને વાસ્તે મને બહુ મોટો વીચાર થાએ છે.

**અબદુલાબેગ**—વ્હાલા બાવાજી આએ તમારી વાતથી મારૂં હઇડું કંપારીએ ધુજે છે, અને અગરચે હું જાહેરમારોતો નથી પણ બાતીનમાં મારૂં હાડે હાડ રૂએ છે, પણ બાવા મુજ કમતરીન ફરજંદની એક નસીહત માનોતો હું કહું અલબતા બુઢા અને બુજરગને સલાહ આપવી એ તેના સેવક અથવા ફરજંદોને મુનાસીબ નથી, તો પણ હું તમો બાવાજી પાસેથી છુટ લઇ એક વાત કહું તે સાંભળો, તમોએ તમારા

નામને દાગ અથવા ઝાંખ લગાડવી નહીં, કહ્યું છે કે સંપત ગઇ તે સાંપડે, ગયા વળે છે વાહણ ગત અવરસર આવે નહી, ગયા ન આવે પ્રાણ, કારણ કે નાણું પાછું આવસે, પણ ગયલી આબરૂં, તથા ભરેલી બદુંકની ગોળી તથા મોડેથી નીકલેલી વાત, તથા હર પ્રકારના એબની ઉગાડ, પાછી વાલી શકાતી નથી વાસ્તે બાવા આપણે રોટલી મેહતનથી રલીખાસું, પણ આબરૂ ઇઝત સાચવવા ખાતર, પાસે કાંઇ પણ રાખ્યા વગર, પોતાનું કરજ અદા કરવાની ગણત્રી કરવી, અગર મારે માથે આસમાન આવી ફાટસે અથવા જોઇયે તેવા સદમાંઓ આવી પડસે, તોપણ તમો બાવાજીની તરફની મારી વફાદારી અને આપેલા જનમની યાદ, કદીબી દીલથી ભુલનાર નથી, કારણ એક માણસ જોઇયે એટલો ઉમરે પોચે તોએ પણ તેની માયનું પાયલું દુધ તેના હોઠ ઉપરથી સુકાતું નથી.

**મુજફ્ફરખાન**—બેટા તારૂં કેહેવું રાસ્ત છે મે પણ તેમજ કરવાનો ઇરાદો કીધો છે, પણ ગઇ રાતના આએ વાત મારા સાંભાળવામાં આવ્યા પછી મારા દીલને એટલો તો મોટો જખમકારી થઇ લાગો છે, કે હવે મારૂં આએ જાહનમાં વધારે ટીકવું થાએ એવું દીસતું નથી, કારણ નફ્ટ માણસો પોતાની નાકની ગણત્રી પાછા

આવાની રાખેછે, પણ હયાદાર માણસને પાછું નાક આવે અથવા તો આવવાની તે ઉમેદમાં રીએ એ સદનતર ભુલ ભરેલું છે, વાસ્તે મારા વ્હાલા ફરજંદ મારા તને એક છેલી નસીહત છે કે, તારે દુનીયામાં નીમકહલાલીથી ચાલવું, હરામીઓની સોહબતથી પરેજરેવું, ઘરના એબ કોઇને કેવો નહીં, હકની રોઝીની ગણતરી કરવી, હીમત કદીએ હારવી નહીં, ઇશ્વર પ્રાથનામાં બીલકુલ પછાત રેવું નહીં, સહું સાથે માયાથી વરતવું, જોઇયે તે ઇનસાન પોતાની ઓકાતથી વાત કરે તોએ પણ પોતાનું ભારીપણું ખોવું નહી, જેવાની સાથે તેવો એના રૂપ પોતાના ખાનદાનને ભુલી કરવો નહીં, સઉના એબ પોતાના દીલમાં ઢાકવા, અને પ્રીતથી જે ચાહાંનારો મીત્ર હોય તેને પોતાના જાનના જોખમે પાર કરવો, બેટા અબદુલાબેગ મારા સરીરમાં દરદનો એટલો તો વધારો દેખાયછે કે, હવે ચોવીસ કલાક બીજા જાએ એમ હું ધારતો નથી, ખેર હું તે પેદા કરનારને હાજર નાજર ગણી તેને તારો હાથ સોંપું છું, તે તારો સો માબાપોનો એકછે, જે પ્યાર અને મોહબતથી તે વરતસે તે કોઇ બીજો વરતી શાકનાર નથી, અલબતાં આએ વખતે મુન્વવરખાન જે મારા

ભાઇ કરતાં વીષેસ છે તેને બોલાવી તને સોંપી એ બોલ કહી જતે, પણ પ્યારા ફરજંદ ગરીબી હાલે કોઇ કોઇને મદદ કરે, અથવા તો કોઇ શ્રીમંત પોતાના ગરીબ સગાની અથવા દોસની ખબર લે, એ આએ બેમુરવત દુનીયાના ઢંગનો કાનુની રેવઇચો નથી, અથવા તો ચાલ નથી, તે છતાંબી મુન્વવરખાન કરતા કરોડ દરજે મોટા માલકને સોંપું છું, જે તારો હરએક બાબદની અંદર નીગેબાન થાય આમીન, એટલું બોલી મુજફ્ફરખાના આંખમાંથી બહુ આંસુ ટપકવા મંડયા, અને અબદુલાબેગ પણ ઝાર ઝાર રડવા લાગો, આયે રડવાનો મુજફ્ફરખાના દીલ ઉપર બહું મોટો બોજો પડવાથી, એકાએક તેનું જીવ ફરી આવ્યું, અને એક જબરી ઉલટી થવાથી બેસુધી હાલતમાં આવી ગીયો, અને એવી હાલતમાં કલાક એક ભોગવી, પોતાનો પ્યારો જાન પોતાના માલકને સવાધીન કરી આએ જહાનથી મીનોઇ જેહાનમાં કુચ કીધી. ઘેરમાં માહતમપોસીના અવાજ ઝારી થઆ, અને સહુ કોઇ આએ વાત્ સાંભલી સોકાતુર થતું, અને અમીરની છેલી આરામગાયે લઇ જનારી પાયદસમાં હજારો માણસો રડવાનો માહેતમપોસ અવાજ ઝારી કરતા, એવી રીતે રડતા કુડતા

એ ત્રણ દીને મુઝફ્ફરખાની સહુ મોતની ક્રીયા પુરી કીધી; હવે અબદુલાબેગે વીચાર કીધો, કે ઘેરનો સહુ સામાન માલમતા તથા સર્વ અસબાબ વેચી, પોતાના બાપનું સઘલું દેવું આપી દેવું, અને તે આપતાં અગર એક દમડીબી પાસ રીએ નહી, તો ખુદા રીઝાકછે, કે જેણે માણસોથી વાયદો કીધોછે, કે તુ ગમે તેમ કર પણ હું તારી રોઝીનો જામીન છું, તે તને આપીસ.

તારી રોઝી તુજને ગોતે, તુ રાખ મન આરામ;
દાણા દાણા પર લખ્યું, તે ખાનારનું નામ.
ચાએ ભુખ્યો ઉઠાડસે, પણ ભુખ્યો સુવાડનાર નથી,

તેથી આપણા કીસમતનો ભરોસો તેથી બખ્ક્ષેસ ઉપર રાખી, બાપનું સઘલું દેવું આપી દેવું, જેમ કરતાં માગ નારાઓ પાસેથી કસી છુટનો ઇયા ઓછા આપવાનો બીલકુલ કસદ કરવો નહી, અગર હું એમાથી થોડું બ ચાવીસ તો તે મને કીયા સુધી ચાલસે, હરામના મેહલને જેમ છજીયું હોતું નથી, અને જેમ વાજીયાને બચું હોતુ નથી, તેમ આટલું મોટું નાણું મારીસાથે વફાઇ કરી નીમખ હલાલ થયું નહીં, ત્યારે દુષ્ટ નીસ્ટાય રાખેલું થોડું નાણું, મને સુખ અને સંપત આપે એ બનવું માહાલ છે, એ

રીતે ઠેરાવ કરીને સઉ સરસામાન અસકેયામત વેચી નાખી તેનું નાણું સહુ એકઠું કીધું, અને પોતાના બાપનું સઉ કરજ તેણે અદા કીધું, જે કરવામાં ગુલામખાંની મસલત તથા સલ્લા લેવામાં આવી હતી, એ સઉ આપતા અબદુ-લાબેગને બાકી અસરફી પાંચ હજારનું દેવું માથે રહયું, એણે પોતાનું અસલી કારભારી ગુલામખાંની સલા લીધી કે હવે બાકીનું કરવું કેમ, આએ બેઉએ પોતપોતામાં સલા કરીને, માગનારાઓની એક સભા ભેડી કીધી, અબદુલ્લાબેગે તે લોકો આગળ પુર કાકલુદી તથા દયાવંત ચેરાસાથે, કોઇ પ્રકારના કીના અથવા તરકટ વગર, સારે દીલે જે ખરી અને રાસ્ત હકેકત હતી તે કહી સંભાલાવી; તથા પોતાના બાપના કારભાર વિશે સઘલું કંઈ સંભળાવીયું, અને પુર મીનત ઝારી સાથે તે લોકોને કહયું ,ભાઇયો તમોને રોશન છે કે તમારી કનેથી એક પાઇની છુટ અથવા તો કસો કરદો કીધા વગર, મારા મરહુમ બાવા-જીનો સઉ કરજ તમોને મે મારા બાપની નસીહત મુજબ. પૈઓરેનો હવાલે કીધો છે, તે હીઆ સુધી કે મે મારા પોતાના સાંજની ભોજન વટીકના ખરચની પણ દરકાર કીધી નથી, કારણ હુસારી રવેસે સમજું છું કે કરજદારીનો

બોજો એટલો મોટો છે કે તે ખુદાએની દરબારથી છુટવો બહુ મુશકેલ છે, કારણ જેવું આપણને આપણું પ્યારૂં છે તેવું લેણદારને તેનું પ્યારૂં હોવુંજ જોઇયે, પણ મારે હવે તમો સાહેબોને ફકત એક અરજ કરવાની છે. આએ કુલ અસકેયામત વેચી સાટીને તમોને આપતાં બાકી અશરફી પાંચ હજારનું કરજ હજુ મારી ઉપર રહી ગયું છે, તે જો તમો મેહેરબાનો માગ બાપને એ કરજના બોજામાંથી છુટો કરી, એ દેવું મારી ઉપર રાખો, જેથી મીનાઇ જાહાનમાં મારા બાપના જીવને મુકત થાએ, બધા એક અવાજે બોલી ઉઠયા હમોને એ લેણું જોઇતું નથી, આવી તમારી જાહો જલાલીનો તમોએ નાશ કરી હમોને હમારૂં લેણું ચુકવી આપીયું, એજ તમારૂં ખાનદાની લોહી દેખાડવાને પુરતું છે, એટલું બોલતા સઉ માંગનારાઓના આંખમાં આંસુ ભરાઇ આવેઆ, અને આવા એક ખાનદાની અમીરી નબીરાની આવી દશા જોઇ સઉ કોઇ આરઝુંદા થયું, પણ તે વખતે અબદુલ્લા-બેગ પુકારી ઉઠેઓ નહી ભાઇઓ તમે મને અગરચે એ લેહેણું મુકી આપવા તઇયાર છો, જે વિશે હું તમારો દીલો જાનથી આભારી છું, પણ મારા બાપની નસીહતને

દાગ લાગે, તેથી તમો તમારા બાકીના લેણાની મારી પાસેથી ચીઠી લખાવી લઇએ દેવું મારી ઉપર જારી રાખો, અગરચે દુનીયામાં કોઈનું માઠું ચાઇઉ નથી, તો એકીન છે તે પાકપરવર દીગાર મારી નીયત અને મુરાદ તરફ જરૂર જોસે, અને એટલી રકમ તમોને ચુકવી આપવાની મને તોફીક આપશે, સઉ એક અવાજે બોલી ઉઠેઅ હમો હમારી પાક નાષ્ટાથી, તથા ખાસ એકીનથી કહીએ છઇએ કે, હમારા સઉ લેણામાંથી હમો અમીર મુજફફર ખાન આજ દીને મુકત કરી છઇએ, આટલું બોલી સઉ દીલમાં દયા રાખી તથા ભરેલી આસુઓની આંખે વીસરાઇ ગયા જાહા સુધી મુજફ્ફરખાન હયાત હતો ત્યાં સુધી, અબદુલાબેગ હર વખતે અસગરી ખાનમની સુલાકાતે વારંવાર જતો આવતો હતો, પણ પોતાના બાપના ગુજરવા પછી, અબદુલાબેગે પોતાની મુલાકાતો ધીરી પાડી હતી એક દીવસે પોતાની ગરીબ અવસ્થાએ, અબદુલાબેગ જમના નદીના કાંઠા .ઉપર માહાદુખના સમુદ્રમાં વીચારથી ડુબેલો, નદીની લેહેરો ઉપર વીચાર કરતો હતો, આએ આવતી જતી લેહેરો ભરતીની વખતે હાજર તથા ઓટની વખતે ગુમ, એવી તમારી રાબેતાની

ચાલ કીયારે અટકસે, અથવા તો આએ રીતનો તમારો આવ જાવનો ચકર કીયા સુધી કાયમ રેહેસે, એવા વીચારમાં ફરતો હતો. તેવામાં અસગરી ખાનમનું પોતા ની પુર અમીરી જાહો જલાલી સાથે ત્યા આવું થયું. જેવી અબદુલાબેગની આંખ અસગરીખાનમ ઉપર પડી તેવી તેણે તરત નમતાઇ સાથે સલામ કીધી, અને તેની ગાડી પાસે આવી સભ્યતાથી મુલાકાત લીધી.

**અસગરીખાનમ**—કેમ વ્હાલા અબદુલાબેગ હાલતો તો તમોએ તમારા બાવાજીના ગુજરી ગીયા પછી, હમારી ઉપર મેહેરબાની કમ કરેલી દેખાય છે, તમો પ્યારા સારી રવેસે સમજો છો કે આયે જાહાનથી સર્વ કોઇ કુચ કરયા વગર રેહેવાનું નથી, આપણી પોતાની કોણ જાણે કેટલી પેડી થઇ ગઇ હશે, એ બધા કીયા જતા રહ્યા, હજરત આદમ અલેહીસ સલામ,ના વખતથી એમ થતું આવ્યું છે, ઇનસાન એક પાણીંનો પરપોટો છે આવેછને ફુટેછ, તેમજ દરીયાની લેહેરો આવેછને જાયછ, કોઇ હીયાસદા રેહવા આવતું નથી એતો એક મુસાફરખાનું છે, આજે રહેવું ને કાળે જવું અને જ્યારે આપણે સારી રવેસે જાણીયે છે કે કોઇ પણ સખસ હીયા પોતાનું

સદાનું રેહેઠાણ કરવા આવતું નથી, પણ ફકત એક ખાએ ગફલતની ઉંઘ લેવા આવેછે, ત્યારે એવી રીતે તમો કીયા સુધી તમારા બાવાના ગંમમા ગીરફતાર રેહેસો ? વાસતે હવે લાયક છે કે થોડે થોડે એ ગંમ તમોને વીસરવો જોઇએ, કારણ આપણા ગંમમાં ગીરફતાર રેહેવાથી અથવા તો તેની પાછલના રડવા કુટવાના અગવા હરત-રેના ગમથી, કદાચ તેની પાછી આવાની ઉમેદ હોય તો આપણે ઉમર ભર ગમ કરતા ચુકીએ નહીં.

**અબદુલાબેગ**—સેઠાણી તમને રોસન છે કે હું જ્યારે વરસ ત્રણનો હતો, ત્યારે મારી માતાજી આએ જાહાનથી કુચ કરી ગીયા, અને આવી નાનલી ઉમરમાં મને વગર સુધનો રમતો ગમતો મારા બાપના ખોલામાં સોપી ગીયા, અને હવે મારા બાપનો ફકત એકજ છત્રર જે મારી માયના યાદગીરીના આસુઓ લુછવાને, અથવા તો તે આસુઓની રેલાથી મને વરસાદની પેઠે ભીજવતે, બચાવીને મારી ઉપર એક છત્રર પેઠે સાજતું હતું, તે એવી રીતે દુનીયાના કીરતારને નહીં ભાસ્યાથી ઉપડી ગીયું છે, ખેર જેમ તે માલકની મરજી એમાં ઇનસાનનો કસો ચારોજ નથી, હરેક વાતે ઇનસાનને લાયક છે કે

પરવરદીગારની પુર કારસાજી ઉપર રાજી રેહેવું, અને એક સરદ હાય વટીકનો નારો પોતાના જીગરમાંથી કાડવો લાયક નથી, તેથી તેની થયલી સઉ ઇનાયતો ઉપર મારા દીલો જાનથી મને પુરતો સંતોષ છે.

**અસગરીખાનમ**—વ્હાલા આજે મને કાંઇ તારા બોલવાની લઢણ સમજ પડતી નથી; આટલા દીવસ વેર આપણે નાનપણથી સાથે ઉછરેલા અને એકજ ઠેકાણે રમેલા જમેલા, અને તુ આજે મને શેઠાણીના ન છાજતા એલકાબથી બોલાવા નીકલ્યે એમા કાંઇ ભેદ ભરેલું હોવું જોઇએ.

**અબદુલાબેગ**—શેઠાણી જે લકબથી હું તમને આગળ બોલાવતો હતો, તે લકબથી આજે બોલાવ જેવું મારૂં મોડું લાયક રહીયું નથી, કારણ આજે આએ જાહનમાં ખુદાયતાલા એ જે ઇઝત આબરૂં નાણાને આપીછે, તે ઇઝત આબરૂં હરએક ઇનસાનને પોતાના દીલમાં સંભાળવાની ફરજ છે, કારણ નાણાથી જે મોટો દરજો ઇનસાનને ખુદા આપેછે, તેને આપણાથી દાગ અથવા ઝાંખ લગાડી સકાતી નથી, સુરજ અને ચાંદ જે આવા પ્રકાસીત થઇ નીકલે છે, ને આખી દુનીયાને

શેશની આપેછે, જેને કુદરતે એ કામ ઉપર મુકરર કીધેલા છે, તેને હીણવું એ કોની મજાલ છે, વાસ્તે મને હવે ફરજ છે કે તમારા જેવી અમીર શ્રીમંતની છોકરીને મારા જેવા ભીખારી કંગાળથી શેઠાણી વગર, બીજા કોઇ પણ એલકાબ ઇયા લકબથી બોલાવાજ નહી, અને દરેક રીતે તમારી મોટાઇ સમાની અનુસરતીએ મારા દીલમાં સમાવવી એ મારી મુખ્ય ફરંજ સમજું છું.

**અસાગરીખાનમ**—પ્યારા તારા જેવા દાનેસ અકલમનથી આજના તારે મોડેથી નીકલતા કલામો સાંભળવાની મે કદીબી ઉમેદ રાખી હતી નહીં, જેમ મોરના ઇંડાને ચીતરવું પડતું નથી, તેમજ વનંરાજસિંહ જોઇએ તેવો દુબલો થઇ જાય, તોય પણ પોતાંનું બળ અને વનંરાજ પાગું કદી મુકે નહીં, તેમજ એક લાકડી જોઇએ તેટલી જુની અને કમંજોર થાય, તોએ પણ હાંડલા ફોડવે જાય નહીં, તેમજ નાણું જોઇએ તેવું દુનીયામાં સરસાઇ ભોગ તું હોય, પણ ખાંનદાની ચાલ અને લઢણ નવા થયલા નાણાના વેશધારીઓમાં આવે એ બનવું બહું મુશકેલ છે, વાસ્તે પ્યારા તને મારી આ યે છેલી વિનંતી છે, કે મારી સાથે તારો જે અસલી મોહબત

અને પ્રીતી છે તેને કોઇ પણ રીતે તારા દીલથી ઘટાડવાની યત્ન કરવી નહીં, અગરચે નાણું દુનીયામાં સોનાનો અવતાર ધરાવતું હોય, અને ખાનદાનીઓ તારાજ થયલા ટંકન ખારનો અવતાર ધરાવતા હોય, તો વ્હાલા ઇયાદ રાખજે જહા સુધી ટંકનખાર પુરૂં બલી ભસમ થાય નહીં, ત્યાવેર સોનું પોતાના પુર બાહાગની ચલકાટ ઉપર કદી પણ આવેજ નહી, અને આએ જાહનમાં નાણાની સું કદર છે તે હું સારી રવેસે સમજું છું, કારણ મીનોાઇ જાહાનમાં વાંસો કીધા પછી, એની કદર કેટલ રીયે છે તે હું સારી રીતે જાણું છું, સીકંદરસાહે પોતાની હયાતીંબાદ પોતાના બેઉ હાથો, પોતાને અવલ મંજલે લઇ જવાના જનાજાની બાહેર રાખવા, પોતાના વજીરોને ફરમાવીયું હતું, કે દુનીયાને રોશન થાય કે આવા મોટા સીતારાનોાને આવી સલતનતનો શાહા આજે દુનીયાથી કાંઇ પણ લીધા વગર ખાલી હાથે જાય છે, અલબતે દુનીયા જે સ્વપનું સંસાર કેવાય છે, તેમાં એની કદર હસે પણ તે સ્વપનેથી બીદાર થયલા એની બીલકુલ કદર બુજતા નથી.

**અબદુલા બેગ**—શેડાણી તમો તમારી નેકી અસીલતા અને ખાનદાંની લોહી જાહેર કરો છો, પણ

હું મારી ફરજ બજાવતો પછાત પડું એ બનવું મુસકેલ છે, કારન સાબે ધણી જોઇએ તેટલી પોતાની ખુબી અથવા ઓહોલું દીલ દખાડે, પણ તેનો લાભ કેટલો અને કેમ લેવો એ સમજ લેનાર ધણીને હોવી જોઇએ ફલતા આંબાના જાડના થડ ઉપર કદીએ વીચાર કરવો એ બુઝરગીના કોલથી ઉલટું છે. કારન આવતે વરસે તેના ફલની ઘણીં મોટી ઉમેદ રીએછે, હરએકના મોભા તથા મરતબાને પોતાના દીલમાં જગા આપવી, એના જેવું દાનેસમંદી ભરીયું બીજું કશુએ નથી, એક સખશ પોતાની અસીલતાથી આપણી સાથે દોસ્તીનો વેવાર રાખે, અને દીલો જાનથી ચાઇને આપણને પોતાના ઘેરે મેમાન તરીકે બોલાવે, અને જયારે આપણે તેની મેહમાનીનો લાભ લેવા, તેના ઘરે જઇએ તે અગાઉ, આપણને ફરજ છે કે યજમાનોનો મરતબો તથા દસતુરી કાનુનથી વાકેફ થવું, નહી કે હરએક વખતે એવી મેહમાની વગર રસમે ભોગવી, અને તેને ઘેરે જઇ લાગલા તેના થાંબલાં તથા વાસા ગણાવાની પેરવી કરવી.

**અસગરીખાનમ**—પ્યારા તારી ભુલ છે હુ કોઇ પણ રીતે તારી સાથે કસા કુવેસથી, અથવા તો

મસકરીથી, ગુફતગુ કરતી નથી, મારૂં ખરૂં અંતસકરણ જે મને કહે છે તેજ હું .તને સુચવું છું, પ્યાર સાથે અને નાણાસાથે કસી નીસબત નથી, ગરચે એ જાહેરમાં એઉ દોસ્તી રાખતા હોય પણ અંદર ખાનેથી અરસપરસ કટા દુસ્મન છે, વ્હાલા નાણા જેવી એક નજીવી ચીઝને વાસ્તે તુ આટલો શોકાતુર, અને પોતાના દરજાને આટલો બધો તુછ થઇ ગયલો સમજે છે, તેમા તારી મોટી ભુલ છે નાણું આપણે લાવીએ છઇએ નહી કે નાણું આપણને, એતો એક દુનીયાની ઘોડાની ઉડ બેસતી નાલ છે, કે જ્યાં પગલા પડે છે, ત્યા ધરતી જરા દબાય છે, તેથી શું થયું? ગઇ કાલે આપણે ત્યા ભીખારીયોની ડાડ માગવા આવી હોય અને આજે આપણને પારકે દરવાજે ભીખારીઓના ટોલા માંગવા જવું પડે, ગઇ કાલે આપણી પાલખી અથવા તો હાથીના ઓઘા ઉપર સવારી હોય, અને આજે પગે રખડતા તવલવું પડે, તેથી શું હીમત હારી જઇએ નહી કદી નહી, જે કરોડો હાથોનો પાલનાર આગળ હાથી તથા પાલખી આપી હતી તે વલી પણ આપસે, વાસ્તે તેની દરગામાથી નાઉમેદ થાવું ઇયા રેવું, એ અકલમંદીથી ઉલટું છે વાસ્તે આજથી પેઆરા તને

મારી એટલી અલતેમાસછે, કે મને અસલ પ્રમાણેનુ બારૂ મલવું ભેટવું તારે બીલકુલ ઓછું કરવું કહીં, નહીં તો તેના પરીણામ તને તથા મને ઘણા ખરાબ જોવામાં આવસે.

**અબદુલ્લાબેગ**—વારૂં પ્યારી તારૂં આવું મોટુ દીલ તારી પુર ખાંનદાનીની નીસાન દેખાડે છે, ચાંપાનો ફુલ અથવા કેવડાનો ફુલ જોઇએ તેવા મોટા વનમાં ઝાડીઓની ગટામાં ઢંકાઇ જાએ, તોએ પણ તેને કુદરતે આપેલી સુગંધી કદીબી છુપાઇ રેહતી નથી, તેની રવેસે જોઇએ તેવી રીતે કસ્તુરીને દાબી દુબી છાની રાખો, પણ તેનો પમરાટ કબું પણ જાહેર થવા વગર રેહેસે નહીં, અને આવા મારા કંગાલ વખતે તારા જેવી નારની મારા ઉપર આટલી પ્યાર ભરેલી મેહેરબાની જોઇ, ખુદાની કોઇ બાતીન કરામત જોવામાં આવેછે, ખરી વાત છે અગર એક દર બંધ થાય તો ખુદાય પોતાની કરમો બખસીસથી હજારો દરવાજા ખુલ્લા મુકેછે.

આ એ પ્રમાણે અરસ પરસ વાતો ચાલતી હતી એટલામાં અસગરીખાનમનો બાપ, જે પોતાના બીજા દોસ્તોની સાથે નદીની થંડી લેહેકાઓની બાહાર ધુરતો

હતો, તેના આવી પોચયાથી તે લોકોની વાતનો છેડો આવ્યો, અને સાજનો વખત ઘણો કરીબ હોવાથી, તે લોકો સાહેબ સલામ કરી છુટા પડયા અમીર મુનવરખાને પોતાની ગાડી ધીમે ધીમે હાકવાને કોચમીન હુકમ કીધો. ઝાડીઓની પુર ગટામાંથી ગાડી આસ્તે આસ્તે ચાલવા લાગી.

**મુનવરખાન**—વ્હાલા બેટી તને હું જણાવાને ઘણો દલગીર છઉં કે આજે તને મારે એક ઘણો કડવો ઠપકો આપવો પડે છે તને સારી રીતે ખબર છે, કે જે અબદુલાબેગ સાથ તુ હમણા વાતચીતમાં મસગુલ હતી તે હું તથા મારા બીજા દોસ્તો દુરથી જોઈ સરમીંદા થતા હતા, કારણ તે સખસ તારી સાથે વાતચીત કરવાને તારા દરજાજનો બરોબરીયો નથી તારીફ સાથે ગુફતેગુ કરવી એ કામ તારા દરજજાના બરોબરીયા અમીરનું તથા દોલતમંદોનું છે, નઇકે અબદુલા બેગ જેવા કંગાલ ભીખારી સાથે, વાતચીત કરવી, એ ખરેખર તારા દરજાને હીનસ્પતી લગાડયા બરોબરછે.

**અસગરીખાનમ**—વ્હાલા બાવા આજનું આએ તમારૂં બોલવું, મને હેબતથી ભડકાવેછે, અસલી તમારો

વ્હાલો દોસત બલકે તમારા ભાઇ જેવો અમીર મુજફ્ફર-ખાન, જેને તમો પોતાના એક વ્હલામાં વ્હાલા બેસી તથા મેહરબાન તરીકે ઇઝત આબરૂં આપતા હતા, અને જેને હુ બાપને નામે બોલાવતી હતી, જેણુ હંમેસા પોતાની વ્હાલી છોકરી જેવા પ્યારથી મને ચુમીયો લઇ રમાડેલી, અને અબદુલાબેગ સાથે નાનપણુથી એક ભાઇ બેન તરીકે ઉછરેલા, તેની સાથે તમો બાવાજી મને વાત ચીત કરતા અટકાવો, એ બહું અજાયબ જેવું લાગેછે, એ અબદુલાબેગ જેને કેટલા અમીર ઉમરાવો, પ્યારથી પોતા પાસે બોલાવતા અને પોતાની કેડોમાં ગેલ કરાવતા; અને જેનો આવો મોટો રૂતબો અને દરજ્જો, તેને વાસ્તે આજે તમો બાવાજીનો આએ ખેઆલ? અને વલી તમોં બાવાજી કેયો છે કે તેની સાથેની વાતચીત મારા દરજાને છાજે નહી. પણુ બાવાજી શુ એ મારા દરજા કરતા હલકો ઇઆ મરતબામાં ઉતરતો છે? ફકત એક નાણુા જેવી કમીની ચીજ એની પાસેથી જતી રઇ તેથી સુ થઇઉ? નાણુ જવાથો માણુસની અશીલતા અથવા તો ખાનદાની જતી રહેતી નથી જે ફળ સુંગધી છે, તે ઝાહાડપરથી ઉતરેઆ પછી પણુ સુગંધ મુકતા નથી,

જેનો ખવાસ અમીરી છે, અને અગર તે શખસ ગરીબીમાં આવી પડે, તો વાહાલા બાવા યાદ રાખજો કે ચાલીસ વરસ સુધી, તેમાંથી અમીરી ખુશબોઇ જતી રહે એતો બનેજ નહી અને તે કાંઇ અણુ આડે મારગે અથવા તો દુરલક્ષણી ચાલથી ખોઇઉ નથી, બાપનું કીધેલું દેવું પુરતું પઇકે ચુકવી આપીયું, અને બાપનું નામ ચલકતું અમર રાખી તેને કરજદારીના બોજામાથી છુટો કીધો, એ જો ખરૂં પુછો તો એના જેવા પુરૂષને આફરીન છે, આજ હાલના ઘણા અમીરો અથવા તો તેના છોકરાઓ કરજના બોજામા રહીને પોતાના માંગનારાઓને હરપલે ડુબાડવાની વેતરન કરે છે, શું એતો લોકોના દરજ્જા અથવા તો આબરૂને હીન સપતી ભરેલું નથી?

**મુન્વવરખાન**—વાહાલી દીકરી હું કાંઇ તારે પેટે અવતરયો નથી પણ તારી પેદાસ મારા ઘરમા થઇછે, તેમ બેહેતર છે કે તારી સઉ મને આપવાની નસીહતોને માંડીવાલ, અને તને હું મારી એક પુરી દીકરી તરીકે જે હુકમ કરૂં, તે બજાલાવ, તમો આજ કાલના જનમે-

લાઓ દુનીઆથી કેવળ અનજાણ્યા, પોતાની બુધીનું બલ મોટું સમજી, પોતાના બુઢાવાલીઓને સલા આપે એ તમોને છાઝતું નથી.

**અસગરીખાનમ**—વાહાલા બાવાજી તમારો ગુસો આજ જેવો કોઇ દીવસે મારી ઉપર થએલો મને યાદ નથી, અને તમારો આવો કહેર આવી નજીવી બાબદ-વીશે થસે, એવો મને સ્વપને પણ ખ્યાલ નહી હતો, પણ બાવા આવી નાન પણની દોસ્તી એક પલમાં ટુટી વીસરાઇ જાએ એ કેમ બને? કારણ દોસ્તી એ એક એવી પવીત્ર મજબુત ગાંઠ છે, કે જેબાજે વખતે લોખંડની સાંકળની ગરજ સારે છે, અને તેની કદર બુજનારાઓના હૈડા, તોપના ગોલાઓ ખમવાને સકતીમાન છે, એટલા મજબુત છે, કારણ શરીરની નસો, જેમ એક બીજામાં પલોટાઇ જઇને, જેવી રીતે એક નેસને જરા દુખ થઆથી, સઉ રગોને ઇજા પોહોચે છે, તેમ દોસ્તી પણ એક શરીર માએલી ઉમદા રગ છે.

**મુન્વવરખાન**—બેટી તારૂં બોલવું માંડીવાલ, આએ હું તને છેલી વખતે ફરમાવું છું, કે અગર હવેથી હું તને કોઇ પણ દીવસે અથવા વખતે અબદુલાબેગ

સાથે વાતો કરતા જોઇસ તો મારા દોલતના વારસા હીસામાંથી તારૂં નામ રદ બાતીલ કરીસ, અને એક પાઇ વટીકની તને ધણીઆણી કરનાર નથી તું સારી રવેસે જાણે છે. કે તારી માએ તને વરસ પાંચની મુકી મરી ગઇ, તે દીવસથી મે તને એટલા લાડથી પાલી, અને સઉ રીતના સુખ ચેનમા ઉછેરી મોટી કીધી, અને તારા વગર મારૂં બીજુ કોઇ વારસ નથી, અથવા તો મારો નજીકનો સગો અથવા ખેસી પણ નથી, ફકત એક મારી ઉમેદ તારામા છે, ફકત એક તારી હસતી મારા ઘરમા હોવાને લીધે, મારૂ પેટ આલાદની બાબદમાં ભરેલું હતું, કે જેથી તારી માએના ગુજરવે મે બીજી બાએડી કરવાનો કસ્દ પણ કીધો નહીં, અને તું એક આવા રખડતા કંગાલ ભીખારી સાથે મોહોબત રાખે, એ મારાથી સાંખી સકાસે નહીં.

આટલી વાતચીત કરવામાં ઘર નજીક આવી લાગેલું હોવાથી બેઉ જણાએ ગાડીએથી ઉતરી પડેઆ, અસગરીખાનમ તરત ગાડીએથી ઉતરી, પોતાના ઓરડામાં ગઇ, આખા ઘેરની અંદર આએ ઓરડો ઘણોજ રોનકદાર તથા સંનગારેલો હતો, તાંહાં જઇ પોતાના સુવાના

પલંગ ઉપર પડી દસકે દસકે રડવા લાગી, મનથી વીચારવા લાગી એ દુનીઆના પાલનહાર દાતા, અફસોસ છે. મારા બાપની અકલને તુએ કેવી રીતે ઉલથાપ આપી છે, શુ, આજે દુનીયામાં સઉ સ્વારથના સાથી, અથવા તો શુ જેની પાસે નાણું હોએ તેનેજ ઇઝત આબરૂ? શું ગરીબોનો ખુદાએ નથી? અરે એ પરમ કૃપાલું પરમેશ્વર, આએ મારા બાપને શું સુચયું છે? અરે એ ખાનદાની તથા બુનીઆદી અમીર છતાં, આટલો કમ અકલ તથા પૈસાનો પુજારી કેમ થઓ? અફસોસ છે પ્રીત અને મોહોબતથી બીલકુલ અનજાણ છે, ખેર ગમે તેમ હો, ફકત એક કમીની ચીઝ નાણાને ખાતર મારા વ્હાલા અબદુલાબેગને આપેલો પ્યારનો વચન અને બચપણની ચાહા દીલથી ખોઇ નાખું? નહી કદી નહી શું હું મારા બાપના નસીબને સાથે લઇ અવતરી છું? અથવા તો શું ખુદાએ મારા નસીબ મારા બાપના નસીબ સાથે જોડેલા છે? નહી નહી માબાપ તો જનમ આપે, કાંઇ કરમ આપી સકેજ નહી, વાસ્તે કાંએ હું મારા નસીબ ઉપર આધાર નહી રાખું? મારો બાપ મને શું કરસે? નાણું છીનવી લેસે, દોલત નહી આપસે, સુખ આરામ લઇલેસે

પણ મારૂં કીસમત, અરે નહી મારૂ બખ્ત, શું તે લેવાને સકતી માન છે? શું જેણે તેની ઉપર આવી મોટી રહેમ કીધી છે, તે શું મારી ઉપર કરી જાણતો નથી? અરે, ઓના સબરા દીલ અગર તને સબર અને સંતોષ હોએ, તો વીચાર કર કે જેને લાખો હાથ છે, અને જ્યારે તે પોતાની રહેમ તારી ઉપર જારી કરસે તારે તું બે હાથ વાલો કેટલું પોતાને હાથે અથવા તો ખોલું પસારી લેસે, અફસોસ આએ વખતે મારા બેસતન માતા૭ હયાત હતે તો આવા દુખના વનટોલામાં, પોતાની એક પુરી છોકરીને કદી જોઇ સકતે નહી, અરે બાપની પ્રીત જોઇએ તેવી હોએ, તોએ માતાની પ્રીતની બરાબરી અથવા તો સરકસી કરે, એ કદી બને નહી. અએ બેસતન માતા આવા મારા દુખ ના સમે, તારી બહુ જરૂર હતી અગર તુ આજે હયાત હતે તો તારી એકપુરી છોકરીને આવા દુખના માહા સમુદ્રમાં ડુબવા આપતે અથવા તો કમીની ચીઝને ખાતર કદી પણ ખાનદાનને તુછકારતે નહી. અએ વાલી, માતા, આવું મારૂં દુખ જોઇ બેસ્ત માતારા હાડે હાડ ધ્રુજતા હસે, જોઇએ તેમ થાઓ, હુ મારૂ અબદુલા-બેગને આપેલું વચન, અને તેને સંપુર્ણ કીધેલું મારૂં દીલ

એક કમીની ચીઝ ખાતર કદી તોડનાર નથી, અગર દુનીઆમાં બાપ સારૂ કહેસે, પણ અંતે મારી આએ દુનીઆની સેલ ગાહાપુરી થયા પછી જ્યારે હુ તે સરવે સકતીમાન ઇશ્વરપાસે હાજર થાઉં, તારે તેને મોહોડુ શું દેખાડું ? વચનના તોડવા જેવું માહા જબુન ગુના, બીજુ એકે નથી, સદગુણીઓ જા સુધી જાનની એક તાંત સલામત હોએ તાહા સુધી આપેલા વચનને ટાલતા નથી, તે સદગુણીઓની ટીપમાંથી મારૂં નામ કાડી અબદુલાબેગને આપેલું વચન મારૂં ફેરવું, એ હું કદી મારી જીંદગીની છેલી ઘડી સુધી પણ કરનાર નથી, એવા અનેક વીચારમાં ગીરફતાર થએલી, પોતાના બીછાનાપરથી ઉઠી, અને ટેબલ ઉપર બેશી એક કાગળ તથા કલમ લઇ, પોતાના વાહાલા અબદુલાબેગને કાગળ લખવા બેઠી.

**વહાલા અબદુલાબેગ.**

આએ કાગળ તારી સેવામો લખતાં હુ મને પોતાની સુધીમાં બીલકુલ જોઇ સકતી નથી, ફકત આએ કાગળની એજ મતલબ છે કે, આવતી કાલદીને રાતના બરાબર કલાક બારના ટકોર મારા રહેવાના મેહેલના દરવાજા આગળ, તારે હાજર થવું, કંઇ ઘણું અગતનું કામ છે.

અગર એટલી મારી વીનંતી કબુલ કરીસ નહી, તો એમજ સમજજે કે જે હમેસા તારી છે, તેને પરમ દીને આપઘાતે મુવેલી જોઇસ, બીજી બાબદો મળવેથી.

લા૦ તારી દુવાગીર,

**અસગરી.**

---

આએ ચીઠી હાથમાં લઇ, તરત પોતાના સુવાના ઓરડાની બાહાર નીકલી, અને પોતાના દરબાનને ઇનામ દાખલ દસ અસરફીઓ આપી વાત મકફી રાખવાનો હુકમ કરી, તે કાગળ અબદુલાબેગને હાથો હાથ પોચાડવાની તાકીદ કીધી, તે સીપાઈની છાતીએ અસરફીનો બોજો પડવાથી, તરત તાંહાંથી નીકલી રાતોરાત કાગળ અબદુલાબેગને સ્વાધીન કીધો, અબદુલાબેગ તે કાગળ વાચી બહુ મોટા વીમાસનમાં હેરાન થઓ, અને મનથી વીચારવા લાગો, મારે હવે કરવું શુ? અંતે લાંબો વીચાર કરી એજ અંત સુજેઓ, કે ગમે તે થાઓ, મરવું કાંઇ ઘડી ઘડી નથી, એકજ વખતે જવું છે, એવો વીચાર કરી જવાનો ઠેરાવ નકી કીધો.

હવે હીઆ અસગરીખાનમે રાતના કલાક અગીઆર વાગતે હલવેથી પોતાના બીસતરપરથી ઉઠી, પોતાના તનપર મરદાનગીનો પોશાક સજાવી, તઇઆર થઇ, સાથે એકસો દીનારો રસતાના ખરચ વાસ્તે, તથા એક જડાવ હાર, એક હજાર અસરફીનો, પોતાના ગલામા અંદરથી છુપાવે ઓ, જોઇએ તેવો મરદાનગીનો પોશાક ઇસ્ત્રીસ જે પણ જેમ તારાની જોતમાં ચાંદ, છાઇને બાદલમાં સુરજ અને નસીબદાર તપેસરીના વેસમા. એ તનદ જેવી પોતાની પરકાસ મુકતી નથી, તેમ આએ વેસ અસગરીખાનમને એક જુવાન બનેલા, ખુબ સુરત છોકરા જેવો સજતો હતો, બીજો કસો દરદાગીનો સાથે લીધો નહી, પણ જવાની અગાઉ પોતાનો સર્વ દાગીના કબાટની બાહેર કાડી, ટેબલઉપર પાથરી કેવા લાગી, અચે મરદુદા અગર તમોને ચાહુતો હું સાથે લઇ જઇ સકું, પણ તમેજ એ કરપીન ગુનેગાર છો જે ઇનસાનની ખરાબી કરનારા તથા તેની તેજી શકતી ગુમ કરનારા છો, અને ઇનસાની મતી જે મુજાય છે તે ફકત તમથકી છે, અગર આજે તમે એટલા બધા મારા બાપ પાસે હતે નહી, તો આવો દોલતનો ગરૂર તથા ગુમડથી એની મતી તથા શુધ એટલી

બગડી જાતે નહી, અને ખાંનદાનની શુધ વીસરાવી તમોને ઇઝત આબરૂં આપતે નહી, વાસ્તે એવી મતી ફેરવનારી ચીઝોને સાથે લઇ જઇ ગુનેગાર થવા માંગતી નથી, કારણ જે તમો મારા બાવાની મતીને ગુમ કરતાં ચુકયા નથી, તે મારી મતીને સીધી સવલી રેવા દઇ મને સીધો રસ્તો સુજ પડવા આપો એ તમારૂં કામજ નથી, કંચનને કુદરતે તલવારના ધાર જેવી મનુસ પ્રાણ ઘાતક બળ આપયું છે, કે જેને પુર જ્ઞાનીઓ વગર કોઇ જેર કરી સકતું નથી, જેની ફકત હસતી દુનીયાની અંદર ઇનસાની મતી ખસેડવા સારૂં પેદા કરવામાં આવી છે, એકીનદાર તથા પરેજગારો જે તમને પાળતા તથા ઉછેરતા સારી રવેસે જાણે છે, તેની તમે લોનડીઓ છો, પણ તમને પુજનારા અને તમારી તારીફ કરનારાઓની તમે શેઠાણીઓ છો, જે પુજા કરનારને તમે લોભ લાલચમાં ફસાવી, અને આસાત્રીસનાની નદીમાં ગોતા ખવડાવી પોતાની ભકતી કરાવો છો. ફકત મે જે જડાવ હાર મારી સાથે લીધો છે તે મારીએક છુપી મતલબ સારૂં તમે જેના છો તેનેજ મુબારક થજો, એટલું બોલી પોતાના બાપના તબેલામાં ગઇ, જાં રાતની વખતે સહું સુમસાન હતું,

કારણ ઘોડાવાલાઓ તબેલાની થોડી છેટીએ એક મોટી ચાલમાં પોતાના કુટમ સહીત રેહેતા હતા, અને તે ચાલ અમીર મુન્વવરખાને પોતાના માણસોને રેવાને વાસ્તે બાંધી આપી હતી, જેથી તે વખતે કોઇપણ માણસ તબેલામાં હાજર હતું નહીં, અસગરીયે પોતાના હાથે ઉમદામા ઉમદા બે સ્વારીના ઘોડાઓ ઉપર પોતાના હાથે જીન કસેયા, એકુપર તો પોતે સ્વાર થઇ અને બીજાની લગામ પોતાના હાથમાં પકડી, ઘોડાઓની પીઠપર હાથ ફેરવેઓ, અએ ગાજી મરદ આજે હું તારે અને તુ મારે આધારે છે, તુજમા ગુણ છે. હઝારોના માથા કપાતા હઝારો નરને લડાઇના ભયંકર મેદાનમાં જે સેવા તારાથી થાએ છે, એ બીજો કોઇ કરી શકતો નથી, વાસ્તે આજે મારે તારી કદર લેવી છે કે અએ અસ્પ તું મારૂં કામ કેવું અને કેટલી જલદીથી મનજલે પોચાડે છે, એટલું બોલી તે ઘોડાઓ તબેલેથી બાહાર કાડી દરવાજા પાસે આવી એટલામાતો કોટવાલાની ચોકીના ઘડીઆલનો બાર વાગતાનો ટકોરો વાગો, એ વાગતાને વાર અબદુલાબેગ તાહાં હાઝર થઓ, પેહેલે નમીને તેણે અસગરીખાનમને સલામ

કીધી, અને ચાહેચકે કાંઇ મોહોડે કલામ કરે, તરત અસ-ગરીખાનમે તેને ઇસારત કીધી કે કોઈ રીતે જબાન હલાવવી નહી,

ફકત તરત ગોડે સ્વાર થવું, હુકમ પ્રમાણે તરત અબદુલાબેગ ઘોડે બેઠો, પોતે જાતે અમીર એટલે ઘોડા પર બેસનાર એકો હતો, કારણ કાંઇ મોરના ઇંડાને ચીતરવું પડતું નથી, તે લોકો ઘોડા ડપટાવી ત્યાંથી નીકલી ચાલ્યા, સવારના પરોઢીએ સુમારે કલાક ચારને અમલે, વીટરડું નામનું રસ્તામાં એક નાનલું ગામ આવ્યું, જેયા એક પાકી જે મસીદ અસગરીખાનમના જોવામાં આવી, બેઉએ પોતાના ગોડા અટકાવ્યા, અને મસીદનું દરવાજું જે હમેશા રાખેતા મુજબ ખુલું હતું તેમાં ઘોડેથી ઉતરી અંદર દાખલ થયા, અસગરીખાનમએ અબદુલાબેગને કહ્યું કે તરત અંદર જઇને મસીદના મુલ્લાને તેડી લાવવો, હુકમ મુજબ મુલા આવી લાગો, અસગરીખાનમએ કહ્યુ અયે બુજરગ મરદ મારી એક તને અલતે માસ છે, આયે હાર મારા ગલાનો મારી ઉપર કૃપા કરી કબુલ રાખ, હું તને બખસીસ આપું છું, તું મેહેરબાની કરી હમો બેઉ જણને સાદીની પવીત્ર ગાંઠથી જોડી આપ,

મને કોઇ વાલીની કસી જરૂર નથી, કારણ હું ઉમરે પોચેલી સ્ત્રી છું, તેથી મુસલમાની સરીયતના કાનુન પ્રમાણે મને મારી સાદી કરવાની પુર સતા છે.

એકતો બુઝરગ મરદ દીન ધેયાનમાં હુસીયાર હતો, અને વલી નવસર હારની નવાજીસ જોઇ બહુ ખુસી થયો નાણું એ ગરીબોને વાસ્તે અજબ લલચાવનારી ચીઝ છે, એનું ખરૂં નામ અંધારી છે, જોઇએ એટલા મસ્તી ખોર ઘોડો હોએ પણ જો અંધારી ચડાવી હોએ, એટલે આડએ પડખે જોતો અટકે તેને ફક્ત અંધારીથી જે મારગ દેખાએ તેજ મારગે ચાલ્યો જાએ તેમાં જારે તે પીર મરદની આંખે અંધારી ઓલવવામાં આવી, તારે તો ભાઇના લગનમાં બેનની મણા શું હોય, તે પ્રમાણે પીર મરદ બહુજ ખુસી થઇ ગયા, અને દીનના કાનુન પ્રમાણે બેઉને લગનના પવીત્ર ગાંઠથી જોડી આપી, એક કાગળ ઉપર બેઉની સહી લઇ, તેની ઉપર પોતાની મોહર કરી બેઉ જણા ખુસી ખુસાલી સાથે પવીત્ર ગાંઠથી જોડયા, આચે થયા પછી એ સુખી જોડાએ રાતની થાક ઉતારવા સારૂં, એક કારવાન સરામાં ઉતારો લીધો, અને ખાવાના સુફરાની ન્યામત ભોગવવા પછી કલાક પાંચ ઉંઘ લઇ,

આએ સુખી જોડાએ પોતાના કુંચની પાછી તયારી કીધી, આએ વખતે સમીસાંજનો સુર્ય અસ્ત પામવાનો વખત થવા આવ્યો હતો, તે વખતે અસગરી ખાનમની તીક્ષણ આંખો અબદુલાબેગ ઉપર પડી આએ વખતે અબદુલા-બેગનો ચેરો અસગરીખાનમને જરા ઉતરેલો દેખાયો, તરત તે વખતે અસગરી ખાનમે પુછુંયું, ઓ મારા વ્હાલા માણ આધાર, આજનો આપણા લગનનો પેહેલો પવીત્ર મુબારક દીવસ છે, તે દીવસે તમારો આએ કરમાયલો ચેરો એ ગોયા અપસુકન જેવું છે, તરત અબદુલાબેગ જવાબ આપ્યો નહી વ્હાલી મોહરદાર મારો ચેરો કોઈ રીતના રંજ ઇયા મુસીબતમાં નથી, ફકત એક સેજ વીચારે મારા મગજને ઘેરાયો હતો.

**અસગરી ખાનમ**—પ્યારા ખાંવીંદ આજથી તમારા સુખ દુખની હુસાથી છું, વાસ્તે તમોને કોઇ રીતની વાત મારાથી છુપી રાખવી લાયક નથી, અસરાફ કોલ આપતો નથી, આપેછ તો પોતાનો જાનના છેડા સુધી તે નીભાવ્યા વગર રેહેતો નથી, વાસ્તે વ્હાલા હવે જુદાઇનો પડદો રાખવો ભુલ છે, આએ સંસારની અંદર હરએક પડતી વીપતીઓમાં અગર મરદને તેની સ્ત્રી સબરના ઢાલ

તરીકે કામ આવતી ન હોત, તોએ વીપતીના ડુંગર ઇનસાને ખાણવો માહ ભારી થઇ પડત, જ્યારે એક સુરવીરને લડાઇના રણમાં જતી વેલાએ તેનો સ્ત્રી, તેને હથીયારોથી સજાવે છે, અને હીમત આપે છે, તારે તે લડવઇયો પોતાના જાનની છેલી ઘડી સુધી પણ રણમાંથી હટતો નથી, જેમ એક માણુસનું પુતલું આંગપર પોશાક વગર સજતું નથી, તેમ ઘરનો સણગાર સ્ત્રી તે વગર કદી ઘર પણ દીપતું નથી.

**અબદુલા બેગ**—વ્હાલી હું કસમ ખાઇને કહુ છું કે તું પ્યારી સાથે હું કોઇ રીતની જુદાઇ રાખતો નથી, જે કોઇ મરદ એક સ્ત્રી પરણવા નીકલે અને તેની સાથે એક લેસભાર પણ જુદાઇ રાખે તો દુનીયાની અંદર સ્ત્રી ભરતારના સજેલા સુખના ઝાડના ફળ ચાખે એ કદીજ બને નહીં, મીઠાસ મોહોબત સ્ત્રી પુરૂષોની અંદર દુનીયા પેદા કરતી વખતેજ સમાવેલી છે, તેની અંદર જરા પણ જુદાઇની કરચ આવે, તો તે ઘરનું ખાનું કદી પણ આબાદ હોયજ નહીં, અને સ્ત્રી પુરૂષોના જોડાની અંદર જે કુદરતી પ્રેમ સમાયલો છે, તે પ્રેમ સાચવનારાઓએ પોતાનું ઘર આબાદ તથા ભુલનારાઓ પોતાનું ઘર વેરાન કીધું છે.

પણ ફકત એકજ વીચારમાં હતો કે તારા જેવા નાજુક બુલબુલને અમીરના સોનાના પીંજરાંથી ચોરીને મારા અન વસતર વરગના એક લાકડાના સડેલા પીંજરા-માં રાખી દુખી કીધો, અએ પેયારી તારા જેવા નાજુક બદનને કોઇ પરકારનુ થતું દુખ મારાથી બીલકુલ સાંખી શકાએ એમ નથી, માણસ હમેશા પોતા પર પડતા દુખો ઘણી વખત સહેલ અને સબુરીથી ભોગવેયો જાયછે, પણ તેની સ્ત્રી અથવા તો તેના બચાંઓ ઉપર દુખ પડઆથી તે બાવરો પડી જાએ છે, તેથી હવે પછીની આપણી સરૂ થનારી જીંદગીનો છેડો કેમ આવશે તેનો ફીકરમંદ છું.

**અસગરીખાનમ**—વાહાલા આએ તારા વીચારો ખામો ખેયાલ ભરેલાછે, કુદરતે ઇનસાનને પેદા કરતી વખતે તેની કેવી સરજત છે એ ઘડી રાખેલી છે, શું એ કેવત તુને ઇઆદ નથી. જબ દાંત ન થે જબ દુધ દીયો, જબ દાંત દીયે કાં અન ન દેહેં જલમે થલમે પસુ પંખીકી લેહે સો તેરીબી લેહે આપણે તો તેના પેદા કીધેલા, દુનીઆના સંસારી છઇએ, પણ પથરની નીચે વસનારા કીડાઓને પણ ને તે લોકની રોઝી રીઝક પોહો ચાડયો જાયછે, તારે આપણને તે ચીઝની ફકર કરવી એ

સીરફ નાદાની છે, પણ વાહાલા હાથી જેવા જબરા જનાવરને સરનદીપથી હીઆં લાવીને, રાજાઓના તબેલા ઓમાં લાડુના ખોરાક ઉપર અને ભાત ભાતની નેઆમત ઉપર રાખેછે, અને ઉપર લખો રૂપીઆની અંમબાડીયો ચડાવેછે, તે છતા પણ કચરાના ઢગલા પર જઇને પોતાના માથાં ઉપર ધુલ ઉરાડે, અને આવી જાહોજલાલીને પસંદ કરતુ નથી, અને હમેશાં પોતાના વતનને ઇઆદ કરેછે, વાસતે અગરચે મને મારા બાપને તેઆ જોઇએ તેટલું હાથી ઉપર ચઢતી અંબાડી જેટલુ સુખ હતુ. પણ તારા પેયાર વગરનુ આએ ખાલી હૈડુ હાથી જેવી ધુલ ઉડાવેઆ બરાબર હતું, વાસતે વાહાલા જાંહા સુધી તારી અને મારી હયાતી આએ દુનીઆની સપાટી ઉપર કાયમછે અને અરસ પરસનો પેયાર તથા એખલાસ દીલેછે, તાંહા સુધી હરએક મુસીબત અગરચે આપણને પાહાડ જેવી હસે તોએ પણ આસાન દેખાસે, આએ દુનીયાના ચકરની અંદર જોઇએ તેવો એક માનવી વીટલાઇ જાએ, પણ તે કુદરતની દરગાથી નાઉમેદ થાય એને હું માનવીનો અવતાર આપતીજ નથી, આપણી અંદર કુદરતે જે ખરો અમુલ્ય અકલનો ગોહર નાખેલો છે, તે ગોહરથી કામ ન લેતા જનાવરની અકલથી કામ લેવુ, તો આપણા તથા

જનાવર વચ્ચે કસો ફરક જાણવો નહીં, મારી હવે પછીની જીંદગી જાંસુધી તુ મારા વાહાલા ખાવીંદનો છતર મારા સરપર કાયમ છે, તાં સુધી રંજ અને મુસીબત સુ છે તે કદી હું જાણનાર નથી, જારે ખુદાએની રાહામાં પગ માંડવો અને તેમાં મુસીબત પડેઆ પછો આહાનો નારો ભરવો એ કાંઇ કાબેલીયત ગણાએ નહી, દુનીયા એક લડાઇ છે અને નેકી તથા બડી એ બે એના સપેસાલારો છે, એ બેહુ સરદારોની હમેસા પોત પોતામાં વાદવીવાઇ ચાલુ છે, એ વાતનો હરપલે અંદેસો કરવો એ દાનેસનું કામ છે, એવી રીતે અનેક વાતો કરતા જાહાડોની ઘટાઓ- માંથી પોતાનો રસતો કાપતા જતા હતા, બીજે દીવસે સવારના તે લોકો આગરે આવી પોતા, જેઆ એક નાનલુ મકાન પોતાના લાયકનું ભાડે લઇ તેમાં તે લોકોએ વાંસો કીધો.

હીઆ શેહેર દીલીમાં જારે સવાર પડી, તારે રાબેતા મુજબ અસગરીખાનમ પોતાના બાપના ઓરડામાં, બાપની સલામે ગઇ નહીં, કારણ સવારના ઉઠીને માએ બાપનો અદબ બજાવવો એ ખુદાઇ હુકમ છે, મુનવવરખાનના દીલમાં ચાંક પેઠી કે કદીએ અસગરીખાનમ બીમાર હસે,

તરત તે બીછાનેથી ઉઠેઓ, અને અસગરીખાનમના ઓરડા ભણી ઘસયો, પણ દરવાજા ખુલા જોયા, સરવે સુમસાંમ જોયું, અને દાગીનાઓને ટેબલ ઉપર છુટા છવાયા પડેલા જોયા, અને દાગીનાના ઢગલા વચે એક કાગળ અસગરી-ખાનમના હાથનો લખેલો જોયો, અધીરા બાપે તરત તે હાથમાં ઉઠાવી વાંચઓ તેમા નીચે મુજબ લખેલું હતું.

**વાહાલા પીતા—**

જે અબદુલાબેગના ખાનદાનની તમોએ પરવા ન કરતાં પૈસાના લોભ ખાતર તેને હીનયો, અને તેને સદાનો મારી આંખોથી દુર રાખવા ચાહઓ, તેજ ઘરશથનો જુનો નેક દીલમાં રાખી ખાનદાનની પીછાણ જાણી અમીર મુઝફ્ફરખાનને મારી સગાઇ વીશેનો તમારો વચન યાદ રાખી, નાણા જેવી મુરદાલ ચીઝને તુછકારી, અને તે નાણાનો ગુલામ ન બની રેહેતા, મે મારા વાહાલા અબદુલાબેગને મારા કીસમતનો સદાનો અરધો ભાગીઓ કીધો છે, અને તમારા ધન દોલતની કસી પણ પરવા કીધા વગર મે તેને આપેલો મારો વચન પાલેયો છે વાહાલા બાવા તમારોને મારો જનમનો સંબધ, પણ

નસીબમાં કસો નહી, અને જો મારે નસીબે તે નાણાની સરજત હસેતો કદી પણ મલયા વગર રેહેનાર નથી, ખેર વાહાલા બાવા ખુદા તમોને ખુસીમાં રાખે, અને તમારા વાહાલામા વાહાલા પૈંસા તમોને નસીબ થાએ, એજ છેલી વિનંતી.

હું છું,

તમારી નાફરમાન લેકીન વચનની સાચી બેટી

**અસગરી.**

આએ કાગળ વાંચી મુનવવરખાનને બહુ ક્રોધ છુટો, તેમાં વલી એક ક્રોધ અને બીજું છોકરી ગુમ થવાની હીનસ્પતી, તથા ત્રીજું એકની એક છોકરીનું આએ ધડપણની વખતે એકા એક જતું રેહેવું, એ વીચારો એ તેને છેડાએલા વરૂની પેઠે ઘેલો કરી નાખ્યો, અને તે અવસ્થાની અંદર તેને એવું સુઝયું કે ગરમીના જોસથી તેના માથાનું લોહી ફરવા માડયું છે, અને ભેજા ઉપર ખરાબ અસર થવા માંડી છે, તરત તેણે પોતાના ખાનસાંમાને બોમ પાડી જે

આવાજ સાંભલતા તે હાજર થયો, હુકમ કીધો કે તરત જઇ પોતાના એક મીત્ર સીકનદરખાનને તેડી લાવો, ખાનસામા ગાડીએ બેસી કલાક એકની અંદર સીકંદરાખાનને લઇને હાજર થયો.

**સીકંદરખા**—અએ મારા અઝીઝ મીત્ર આજે આએ વખતે ઘણી તાકીદ મને કેમ બોલાવામાં આવ્યું છે ખેરતો છે?

**મુનવવરખાન**—વ્હાલા મીત્ર હું આએ જાહાનમાં દુઃખી કંગાલ કમનસીબ કોઇબી વારસ વગરના થયો છું, મારી એક પુરી છોકરી અસગરી, પેલા લુચા કંગાલ અબદુલાસાથે યાથી નાસી ગઇ છે, અને આએ કાગળ મને લખીને પોતાના ઓરડામાં મુકી ગઇ છે, વાચો વ્હાલા મીત્ર તમોને તે વાંચેથી વધારે સમજ પડસે, પણ તમોને મે જે અતર ઘડી તેડવા મોકલ્યો, તેનું ફકત કારણ એટલુંજ કે મને મારા મગજની સફાઇ સારી દખાતી નથી, તેમ હું આયે જેહાનમાં હવે વધારે ટીકી સકું એમ પણ નથી, તેમ વલી મારા ઘડપણસાથે, આએ લોહીનું ચઢવું બીલકુલ મને વધારે જીવા આપે એવી

આશા નથી, તેથી મેહેરબાની કરી તરતનો તરત આએ વખતે મારૂં વસીહતનામું કરી નાખો, જેથી મરતી વખતે મને ધીરજ રીએ.

**સીકંદરખાન**—ખરેખર આએ નાપાક દુકતીએ તમોને ઘણુંજ હીનપસ્તી લગાડવા જેવું કીધું છે, ઓર અગર એવુંજ હતું તો તમોને જરા કેહવું તો હતું, એમ રાતની વખતે યાંથી સટકી જવું, એ કામ કોઇ અબલા જાતીનું નહી, ઓર હું હાઝીર છુ તમારો શો વિચાર છે, એ વસીયતનામું કોણના નામનું કરવું.

**મુનવવરખાન**—ફકત એમા એકજ કલમ લખવાની છે, મારી સરવે માલ મતા, અસકેયામત, જરજવેર રોકડ, દાગીના ઘરબાર સરવે મારા એક દુરના સગા નામે ઇમામખાનને આપી જાઉછું અગરચે એ મારા સગાને મે આંખે જોયો નથી, પણ તરત તેણે હીયાં આવી આએ મારો સરવે કારોભાર પોતાને સ્વાધીન લેવો, એ મારી મીલકત જોઇએ તેમ કરે એ ઇમામખાનને પુર અખતીયાર છે, એ પ્રમાણે વસીયતનામું લખાવી પોતાની તેની ઉપર મોહર કીધી, અને એક કાગળ પોતાની મોહર

સુધાનો ઇમામખાને લખી જોનપુર રવાના કીધો, જ્યાંથી ઇમામખાન દીવસ બેની અંદર આવી લાગો, આવતા વારજ અમીર કાયલી પડયો હતો ત્યા દાખલ થયો.

**ઇમામખાન**—અએ મારા વ્હાલા મેરબાન મુરબી આંએ તમારો રૂકો પોચતાને વાર, તથા આએ કાસીદના મોડેથી તમારી બીમારીની હકીકત સાંભલી કે મારા સર્વ હોસહવસ બાકતા થયા, અને આંખમાં અંધારી આવી ચકર આવા લાગા, અને દીલ બહુ બેતાબ થયું, અને ખાણાના સુફરાને હરામ સમજી તરત તેજ ઘડીએ તમારી તરફ આવા સારૂં નીકલી પડયો, અને હવડે તમો મેરબાનના આએ હાલ જોઇ મારા રૂવે રૂવા રડવા મંડયા છે, અને મારી હરપલે દીલની ઇનતેજારી છે કે આએ માંદગીથી તમોને રેહાઇ મલે,

એવા મોટા મોટા શબ્દો વાપરી ઇમામખાન ખોટું ડોલ દેખાડી રડવા મંડયો.

**મુનવવરખાન**—વ્હાલા બેટા તારી ઇમાનદારી ઉપર મને પુર ઇતબાર છે, મારી પાછલ તુ વગર મારો બેટો અથવા તો વારસ થવા લાયક બીજો કોઇ પુરૂષ

નથી, તેથી મારી તને સલા છે, જેવી મેહનત અને મદારતથી મે એ નાણાને સાચવીયું છે, તેવીજ રીતે તે સાચવવામાં ખુબ ખબરદાર રેહેજે, આએ દુનીયાની અંદર દોસ્તો એવા તો ઢોંગી અને લાલચું છે, કે તારે તેનો કોઇ દીવસે પડખો લેવો નહીં, ઘરના કારભારી તથા ચાકરો સાથે ઘણી સંભાળથી હલી મલી રેહેજે, તથા તે લોકોના આવ જાવની ઉપર સાવધ રેજે, કારણ તે લોકો તારા જાનના ઓજાર છે, અને નજર ચુકે પોતાના ખીસા તર કરનારારાઓ છે, મોટા ઉગરાણાઓની ટીપમાં તારૂં નામ અમસથું દીપાવા સારૂં રકમ ભરતો ના, કારણ તે લોકોની ફકત મતલબ નાણું છીનવી લેવા સીવાઅ બીજી કસી નથી, એલકાબ અને દરજાને મોટાઇ મલે તેટલા વાસ્તે ફુગરાઇને નાણાનો નખોદ વાલતો ના, ખુસામતી આઓથી દુર રેહેજે, કારણ કે તે લોકોના જીભમાં એવી મોયની સમાવેલી છે જે લોહચુબંકની જેમ તને પોતાની તરફ ખેચી લેસે, હીસાબ કીતાબ હરહમેસા તપાસતો રેજે, નહી તો મેતા મુસદીઓની મોટી આણીયાલી કલમોના ગોદા બહુ ભારી લાગસે કારણ સફેદ ઉપર કાળું કરવાને વાસ્તે હરહમેસા આપણી નજર ચુકાવાને યત્ન કરવી એ

તે લોકોનું મુખ્ય ધરમ છે, ઘર સંસારનો ખરચ બહુ તપાસી ચલાવજે, કારણ તારા અમીરી એલકાબને દીપાવા સારૂં ખોટા ખાણા પીણા દોસ્તોને આપતો ના, હર વખતે આજનો વીચાર ક'લે પુરો કીધા વગર કોઇ કામ કરતો ના, વ્હાલા બેટા આટલી નસીહતો તારે ખુબ યાદ રાખવી, અને કોઇ પણ દીવસે અથવા તો વખતે મારી છોકરી અસગરી તારી પાસે જોઇએ તેવા સારેયા માઠ હાલે આવે, તો તારે તેને કસી મદદ કરવી નહીં, પણ તેને તારે આંગણે વટીકબી ઉભી રાખવી નહી, ઓલો લુચો અબદુલા જે મારી છોકરીને મારી ઉપર આવી હીનપસ્તી લાવી મારે ત્યાંથી ભગાવી લઇ ગીયો છે, તેની સાથે કોઇપણ રીતનો વેવાર રાખતો ના, અને એ બેઉ અસગરી તથા અબદુલાને આએ ઘેરમા દાખલ કરતો ના,

**ઇમામખાન**—વ્હાલા મુરબી તમારી આપેલી આવી અમુલ્ય નસીહતો, મારી હયાતીના છેલા દમ સુધી મારી છાતીની ઉપર સીલા લેખ પેઠે કોતરી રાખસ, પણ અયે બુરઝગ મેહરબાન આવા આલીસાન મકાનની અંદર, તમો મેરબાન વગર મારો જમાનો તથા મારૂ વખત કેવી રીતે વીતસે, તે મને સુજતુ નથી જોઇએ

તેમ હોય પણ બુઝરગ મરદની હસ્તી ઘેર સાંભળવા તથા અકલની બાહોસી સાંચવા જેવી, આએ દુનીયામાં ઉપયોગી છે, તેવી બીજી કસી ચીઝ નથી, અયે મેહરબાન મારી વ્હાલી બેન અસગરીખાનમ તરફનો તમારો આટલો ગુસો જોઇ મને બહુ ખેદ ઉપજે છે, હું તો એજ વીચારમાં હતો કે તેને મારી વ્હાલીમાં વ્હાલી બેન તરીકે આએ ઘેરની પુર મુખતીયારી સોપવી, પણ જયારે તમો મેહરબાનજ આટલા બધા નારાજ છો, તારે મુજનો કસો ઇલાજ નથી.

એ પછી મુન્વવરખાન દીન આઠ સુધી બહુ કાગલી હતો, અને નવમે દીવસે પોતાના જાન પોતાના પેદા કરનારને સોપી આએ જાહનથી કુચ કીધી, અને એની સર્વે મીલકત ઇમામખાને હવાલે થઇ હવે આગરામાં અસગરીખાનમ તથા અબદુલાબેગ બહુ સારી રીતે સુખ ચેનમાં રેહતા હતા, કારણ એક મોટા અમીરને ત્યાં અબદુલાબેગ દર માસે દસ દીનારમાં ચાકરી હતો, જે પૈસા એ લોકોને દરમાસે ગરીબીથી ઘેર ખરચ સારૂં પુરતા હતા, એમં કરતા મુદત વરસ બેની વહી ગઇ અને ખુદાના ફજલો કરમથી અસગરીખાનમને એક

બેટાનો જનમ થયો, જેથી બેઉ જણાઓ ખુસી થયા અને ખુદાના સુગરાના માગયા, અને એક મુબારક દીવસ જોઇ તે છોકરાનું નામ હુસેનબેગ પાડીયું, એવી રીતે આયે જોડાને રેહેતા વરસ ત્રણ ચાર વઇ ગયા, પણ જમાનાનો ચકર દોન રાત સ્થીર રેહેતો નથી, તેવી રીતે બીચારા આએ સુખી કુટમપર હજુ વાદલ ફાટવાનું બાકી હતું, હવે જે અમીરને ત્યાં અબદુલાબેગ ચાકરી હતો, તે અમીર ઉપર દેવું બહુ વધી ગીયાથી અને પોતે જાતે જબરો સટોલીઓ હોવાથી, અમીર સાહેબને પોતાના ગામથી વંજો માપવો પડયો, જેથી બીચારા અબદુલાબેગની ચાકરી છુટી ગઇ, હવે ચાકરીના ફાફાં બીજે ઠેકાણે મારવા લાગો, પણ જેમ કરમ વરગની ખેતી કરે બેલ મરે કા માંદા પડે એવી રીતે કેઠે નસીબે યારી આપી નહી, કારણ ગીરદસ્તના વખતે કુલીન કુટબના પણ નીચ ઓલખાણમાં ખપે છે, તેવી રીતે અંજાણા શેહરની અંદર એને કેઠે ચાકરી મલી નહી, આએ ફરતો આસમાન જયારે કોઇ માણસને પોતાની સદાની ચાલતી ઘાણીમાં લીએ છે, ત્યારે તેની અકલને બંધ, હાથ પગને સુસ્ત, ભેજાને મંદ જબાનને તેડી,

કાનોને બહેરા, છાતીએ પગાર, એ પ્રમાણે કરી નાખે છે, તે વખતે તે ઇનસાન એટલો મુંજાઇ જાય છે, કે શું રસ્તો લેવો તેની પણ તેને કસી સુધ રેહતી નથી, અંતે ખાવા પીવાના વાખા પડવા લાગા, અને હાથની તંગી બહુ જબરજસ પડવા લાગી, પણ ખાંનદાની એટલે હાથ કેયાં પણ પસારી શકાય નહી વાધ જોઇએ તેવો ભુખે મરે, પણ પારકાનું મારેલું અથવા તો મુરદાર ખોરાક કબી ખાયજ નહીં એવી રીતે વીપતીઓ ગુજારતાં રમજાનનો મહીનો બેઠો, માહા મોટી મુસીબતે આંએ ગરીબ કુંટબે ભુખા સુકા ઉપર, તથા બાજે વખતે ફાકા ઉપર આખો રમજાનનો માસ પુરો કીધો, પણ જયારે રમજાનનો તીસમો દીવસ ઇદનો આવ્યો, એ તેહેવાર મુસલમાનમાં સઉથી મોટો ગણાય છે, એ દીવસે સર્વ મુસલમાનો ગરીબ યા તંવગર, મુફલીસ યા ફકીર, નાહી ધોઇ કપડા સોજા પેરી મસીદમાં નીમાજ પડવા જવાનો રેવાજ, કદીમ વખતથી સરૂં છે એ સપરમે દીવસે દોસ્તો દુસમનને, સગાવો સગાને દોસ્તો દોસતોને મલવા જવાનો રેવાજ જારી છે, ઘણા એક દુસમનોની વચે દોસ્તીની ગાંઠ આએ સપરમે દીવસે બંધાય છે, તે

અપરમે દીવસે હઝારો માણસો, પોતાની નીમાજ ગુજારવા, સારૂં મસીદે જતા હતા, આએ કુંટબ અબદુલાબેગ તથા અસગરીખાનમ તથા તેનો છોકરો હુસેનબેગ, જમાનાની ગીરદસ્તીયે લાચાર થયલા પુરાના વસ્તરે પોતાના ઘેરમે, બેઠા બેઠા, લોકો રસ્તે જતા આવતા હતા, તેનો ઠાઠ ગમગીન દીલે જોયા કરતાં હતા, એટલામાં ઘેર ધણીનો માણસ આવી લાગો, અબદુલાબેગે તેને જબાબ વાલ્યો, અએ ભાઇ હાલ હું બેરોઝગાર છું, ચાકરીની કેઠે તલાસમાં છું, અગર મને કેઠે ચાકરી મલસે તો પેહેલે હું તારૂં ભાડું ચુકવી આપસ, પેહેલા ઘેરવાલાના માણસે સાંબે ઉતર આંપ્યો કે, શું તું ગધેડો છે કે એટલીબી સમજ રાખતો નથી, આજે ૭ માસનું ભાડું લેતા કીચો ઘેરધણી થોબસે, અને તું ભાડું આપતો નથી, અને હરરોજ વાયદા કરયા કરે છે, હવે જો આજે ભાડું પોચતું નહી કરીસ, તો કાલે સરકારના માણસો બોલાવી આએ તારૂં ભાંગુ ટુટુ સઉ સામન હરાજ કરાવીસ, તથા ધકા બુકીથી ઘેર ખાલી કરવું પડસે, એવા એવા ઘેર સુખનો બોચરવા લાગો, ધારો છે કે સીયાલને માંસ ખવરાવાથી વાઘ થતું નથી, તેમ ઇનસાનને જોઇએ તેટલું નાણું મલે

પણ કુટબી આબનો જામો તેના આંગ ઉપર સજવો મુસકલ છે, એટલું બોલી તે ત્યાંથી જતો રહયો, એક પાંચેક મીનીટ નહી ગઇ કે દાણાવાલો ઘીવાલો વગેરે આવી પોતાના લેણાની ઉગરાણી કરવા લાગા, સહુને જવાબ આપતા આપતા અબદુલાબેગને તો નાકેદમ આવ્યો, એટલામાં છોકરાએ પોતાના બાપ માયને વલગી પડી કહયું કે આજે આએ બધા કેવા કેવા લુગડા સજાવી ફરવા નીકલ્યા છે, મને તમો કાંઇ ખાવાનું યા પેરવાનું આપતા નથી, તમો મારા વ્હાલા બાવાજી તથા માતાજી આયે બધા ફરવા હરવા જતાઓ તરફ ટગર ટગર જોયા કરો છો, અને હું તમારો ફરજંદ તેને વાસતે આજના સપરમે રોજે કસું સુતરૂં પેરવાનું અથવા ખાવાનું ખવાડાવાની અથવા તો બાહેર ફરવા હરવા જવાની પણ વેતરણ કરતા નથી, જુવો પેલો આપણા પાડોસીનો છોકરો, મારી ઉમરનો કેવા ખાસા પોશાકથી સજેલો અને કેવા દાગીનાથી મઢેલો એના બાપની સાથે બાહેર ફરવા જવાને તઇયાર થયો છે, અને આએ છોકરાઓ આજે કેવા કેવા કપડા ચપટા પેરી ફરવા હરવાની મઝા ભોગવાસારૂ બાહેર પડયા છે.

**અબદુલાબેગ**—વ્હાલા બેટા આએ બધા શ્રીમંત છે, અને આપણે ગરીબ છીએ તેથી તે લોકોની બરોબરી આપણે કયાથી કરી શકીએ, જો તે દાદગર આપણી ઉપર કરમ બખસીસ કરસે તો, આપણે બી એવી રીતે ફરવા હરવા જસું.

**અસગરીખાનમ**--(આંખમાં આસું ભરેલા) હા ફરજંદ તમારા બાવાએ કહયું તે રાસ્ત છે, હાલ આપણો વખત સબર કરવાનો છે, એ તો વારા ફરતીની આવતી જતી ઘોત છે, કાલે આપણનેબી ભરતીની ઘોત મલસે ત્યારે વ્હાલા ફરજંદ તારા કરતાં બીજી કઇ વધારે પ્યારી ચીઝ છે.

**હુસનબેગ**—નહી માયજી તમે તો બધી મારી માંગેલી વાતે ઉધારનો હીસાબ દેખાડો છો, જો કપડા હાલ નહી હોય તો અડોસી પડોસીના મગાવો, તો હું બાવા સાથે ફરવા તો જાઉં શું બધાઓ આજે ફરે હરે ને હું તમારી ગોદમાં પડયો પડયો રડયા કરૂં.

**અસગરીખાનમ**—નહીં બેટા ઉધાર કપડે અથવા માગેલી ચીઝે કાંઇ મોડાનો રૂપ નીકલે નહીં,

અને માગીને સણગાર કરવો તે કરતા નહીં પેરવું બેહતર, વ્હાલા સબુરી રાખ એવોને જેણે આપયું છે તે કાઇ આપણને વીસરનાર નથી.

આએ વાત સાંભળી અબદુલાબેગનું હઇડુ પાણીથી ભરાઇ આવ્યું, એણે અસગરીખાનમને કહયું કે પ્યારી મારો જીવ ઘણો મુજાય છે, વાસ્તે બે ઘડી નદી ઉપર ફરી જીવ શાંત કરી આવું તો સારૂં, એટલું કહી પુરગમમાં ગીરફતાર નદી તરફનો રસ્તો લીધો, નદીપર જોએ છે તો સેકડો મુસલમાનો ઇદના તેહેવારના હરવા ફરવા મલવા ભેટવામાં મસગુલ હતા, અબદુલાબેગ દરીયાની લેહેરો તથા સમુદ્રને જોઇ બહુ વીચારમાં ફરતો હતો, અને વારે ઘડીએ સમુદ્રને કેતો હતો અયે ભરતીના વખતે આવનાર મોજાઓ, તમે ઓટના વખતે કીયા ગુમ થઇ જાવ છો તેની કસી સમજ પડતી નથી, શું તમે આસમાન તરફ ખેચાઇ જાઓચ યા કોઇ બીજી તરફની મુશાફરી કરોછ, આવો મોટો માહ સમુદ્ર જેનું બળ અને પેટ એટલું મોટું છે કે તેની કોઇ બરોબરી કરી શકતું નથી, તેનું પાણી ખારૂં તથા તેમા પણ ઓટને ભરતી, ત્યારે દુનીયા જે તે આગળ કુછ વીસ્તારમાં નહી, તેના

પર સુકાલ અને દુકાળ હોય એમા નવાઇ શી? એવા રીતે વીચાર કરતાં કંઇ તો આંખ ભરાઇ આવતા, ને કોઇ વખતે દીલને સંતોષ આપી વાલતો હતો, એટલામાં પાછલથી આવી એક માણસે તેના ખાંધા ઉપર હાથ મુકયો.

**સીકંદરખાન**—કેમ પ્યારા અમીર ખુસ તો છો?

**અબદુલાબેગ**—કેમ સાહેબ તમે મને આએ વખત જે મને નછાજે એવા અમીરના એલકાબથી કેમ બોલાવો છો? હું કાંઈ અમીર નથી આએ ગામનો એક ગરીબ મુફલીસ રેહેવાસી છું.

**સીકંદરખાન**—નહીં વ્હાલા દોસ્ત તુ ભુલે છે, આજે નજીક દીન ત્રણ થયા હું દીલીથી તારી સોધમાં હીંયાવેર આવ્યો છું, પણ તારો તથા તારા રેહઠાણનો કસો પતો નહી મલવાથી, અંતે શોધતા થાકી જઇ વીચાર કીધો કે આજે તુ કદાચ હીંયા મલસે અને, તને મુબારખાદી આપવા કીજે હું હીંયા આવ્યો છું.

**અબદુલાબેગ**—પ્યારા ભાઇ આવા મારા કઠંગા વખતે મુબારખાદી સાની હોય તે હું સમજતો નથી,

કારણ હુસારી રવેસે જાણુ છું કે ગરીબનો યાર ખુદા વગર બીજો કોઇ રહેતો નથી, અને તેને આશાવંદ અથવા નીરાસ કરવો એ પણ કામ તેનુજ છે.

**સીકંદરખાન**—ભાઇ મારી મુબારકબાદી એવી છે કે જે તારા ખાબો ખેયાલમાં પણ હશે નહી, સાંભળ પ્યારા મીત્ર તારા બાપ પાસે ગુલામખાન નામનો એક મુનીમ હતો, જેને તુ પોતે પણ સારી રીતે જાણતો હઇસ જેની ઉપર તારા બાપનો અતી મોટો ઇતબાર તથા ભરોસો હતો, અને તારો બાપ કોઇ રીતે લેવડ દેવડની સમજમાં અથવા તો વેપારની વલણમાં બીલકુલ કુશલ હતો નહીં, એ મુનીમજ સઉ કામકાજ તથા કારોબાર ચલાવતો હતો એ મુનીમે બહુ મોટી ચોરીઓ કરી તારા બાપને તારાજ કીધો હતો, અને આસરે પંદરથી વીશ લાખ અસરફીની તારા બાપની ચોરીયો કરી હસે, તેયાર પછી તે વેપાર કરવા લાગો અને મોટું દરવય ચાલીસથી પીસતાલીસ લાખ અસરફીનું ભેગું કીધુંછે, એ મુનીમ આજે દીન આઠ થયા ગુજરી ગયોછે, અને બુઝરૂગ મોલવીઓ પાસે પોતાના મોતની દીવસ બે અગાઉ, પોતાના પાપની તોજેસ કરી, પોતાની કીધેલી ચોરીનું એકરાર કરી, તે લોકોને

પોતાના વાસતે દુવા ચાહાવા ફરમાવીયું, અને પોતાનુ સઘળું નાણું તથા અસકેયામત વસીઅતનામાની રૂહે તને હવાલે કરવા લખી ગયોછે, અને વળી તેમ તેને કશુ સનતાન પણ નથી, તેથી હવે તગત મેહેરબાની કરી દીલી પધારી તારૂં નાણું તારે હવાલે લેવું, હું પોતે એ વસી-અતનામાનો કરતો હરતો છું, અને તારા બાપનું દેનું અદા કરવા સારૂ તું એ જે તારૂં બાપીકું ઘેર વેચયુ હતું, તે ઘેર પણ એજ તારા મુનીમે તેની સઉ રાચ ર-ચાવટ સુધાં, તારા બાપને નાણે ખરીદીયું હતું. એજ ઘેરમાં તારે વાસતે સઉ રાચ રચાવટ તઇયાર કરી રાખી છે, કે તારે હીંઆંથી આવી તેજ ઘેરમાં તારૂં રેઠાણ ક-રવું, અને હાલ આએ પાંચ હજાર અસરફી તુંને આપું છું, કે તારે હીઆંનું સઉ ચુકતું પાકતું કરી તરત દીલી આવવું, કારણ વારે ઘડીએ હીઆં આવવાની મેહેનત તારાથી બનશે નહી, આટલું બોલી પાંચ હજાર અસ-રફીની એક કોથળી અબદુલાબેગને હવાલે કીધી, અને ત્યાંથી બેઉ જાણાઓ તાજીમતવાઝા સાથે એકમેકથી છુટા પડયા, ઇયા તો અબદુલાબેગની આવી કંગાળ હાલત,

અને ખાધે પીધે દુખી, ઇયા તો આજે કરોડોપતી, જેને ઇશ્વર નવાજવા બેસે છે, ત્યારે તે ઇનસાન કેવો અને કોણ છે તેને જોતો નથી, તરત અબદુલાબેગે ઘેરનો રસ્તો લીધો, અને મનમાં બહુજ ખુશી અને મગન હતો કે આયે વધામણીથી મારી વ્હાલી અસગરીખાનમને આગાહ કરૂં, એમ કરતા ઝડપથી પગલા ઘર તરફ લંબાવતો હતો. જેવો ઘેર આગળ આવી પોહોંચ્યો તો અસગરીખાનમને બહુ આતુર દીલે પોતાની વાટ જોતી જોઇ, જેવો અબદુલાબેગે ડેલીમાં પગ મુકયો કે અસગરી ખાનમ તથા હુસેનબેગે તેને બહુ ખુશીભરયા ચેરે આદરસતકાર દીધો; અબદુલાબેગ આએ બધું જોઇ બહુ હેરત. ભરયો માલુમ પડયો, તેણે અસગરીખાનમને પુછયું વ્હાલી તમે આજે એટલાં બધાં ખુશી કેમ છો ?

**અસગરીખાનમ**—મારી પાસે તમો મારા વ્હાલાને આપવાની એક ઘણીજ ખુશ ખબર છે.

**અબદુલાબેગ**—મને તે ખુશ ખબરીની ખબર છે પણ વ્હાલી એ બધું તમને આવી કોણે કહ્યુ ?

**અસગરીખાનમ**—હાલ તરત એક અમીર આએ કાગળ સાથે આવ્યો હતો, અને આએ દસ હજાર

અસરફીઓ આપી ગયો છે, અને આપણે બધાઓએ તરત દીલી જવા સારૂ તઈયાર રેહવાનું કહીને, આપણે વાસ્તે કાલે સવારે હીયાંથી કુચ કરવાની તઇયારી કરવા સારૂ ઘોડા મેયાના વગેરે બંદોબસ્ત કરવા ગયો છે, અને હું ધારૂંચ કે આપણી મુસાફરીનો સરંજામ તઇયાર કરી કલાક એકથી દોઢની અંદર આવી પોંહચશે, પણ વ્હાલા તારા હુકમ વગર આએ તઈયારી કરવાની રજા આપવામાં મેં જે ઉતાવળ કીધી છે તે બેઅદબી મને માફ કરવી.

**અબદુલાબેગ**—વ્હાલી તે ખબર શું લાવ્યો છે વારૂ ?

**અસગરીખાનમ**—મારા બાવા મરતી વખતે જે પોતાની મોટી દોલત, તથા અસકેયામત, પોતાના એક વગર જણાયલા ઘણાજ દુરના બેસીને આપી ગયા હતા, અને તે સખસ આજથી દીન આઠની વાતપર જંગલમાં શીકાર રમતાં, અચણુચો વાઘને હાથે ઘાયલ થઇ મારયો ગયો છે, અને હવે મારા બાવાનો કોઇ બીજો બેસી અથવા વારસ ન હોવાથી, તેની બધી પુંજી તથા અસકેયામત સરકારી કાનુન પ્રમાણે મારે સ્વાધીન થઇ છે.

**અબદુલાબેગ**—અને તેવીજ રીતે હું પણ એજ ખુશ ખબરી લાવ્યો છું, કે મારા બાપની પેઢીમાં હમારો મુનીમ નામે ગુલામખાંન, મારા બાપનો મોટો કારભારી હતો, અને મારા બાપને વેપાર વણજની તથા હીસાબ વહીવટની આવડ ન હોવાને લીધે, એણે મારા બાપની મોટી રકમ ચોરીથી દબાવી હતી, અને તે રકમનો તેણે વેપાર તથા દોર મોટો ચલાવી, નાણાની સારી જમાવટ કરી મોટી રકમની દોલત મુકી ગયો છે, અને તે દીન આઠથી દસ થયા ગુજરી ગયો છે, તેને કોઇ સંતાન ન હોવાથી મુલાઓ પાસે મોતની છેલી ઘડીએ, પોતાના પાપની તોબેહ કરતી વખતે મારા બાપના નાણાની કીધેલી ચોરીનો એકરાર કરી, પોતાનું બધું નાણું મને વસીયતનામાને રૂએ આપી ગયો છે.

**અસગરીખાનમ**—વ્હાલા આજને સપરમે દીવસે આપણને તે કુદરતના માલકે આપણી સંતોશ અને સબુરીનો પુરતો બદલો આપયો છે, અને જેમ કીડીને કણ અને હાથીને મણ, એ પ્રમાણે એક નહી પણ બેઉ તરફી નાણાની વલાણ પોતાની મેહરબાનીથી કીધીછે, અને પેહરવાના જ્યા ફાફા અને ખાવાના જ્યાં વાખા, ત્યા આવી

એની મેહરથી બેઉ તરફી વરસાદ વરસાવી, આપણા સુકાઇ ગયલા ખેતરને પુર અનાજથી ફલદુરપત કીધું છે, અને એ ગેબના કુદરત સીવાય બીજા કોઇનો હાથ કરી શકેજ નહીં, વાસ્તે પ્યારા ચાલો આજ દીને ઇદનો મુબારક દીવસ સારી રીતે ગુજારી, ગરીબોની મદદે પોહચી, અને સુભ કામો કરવાની અંદર મસગુલ થઇએ અને પ્યારા આપણી ઉપર પડેલી વીપતીયો યાદ રાખી, દુખતાને કેમ તારવો અને ભુખ્યા પેટની ગણતરી કેમ રાખવી, તેનો ધડો સદા આપણી છાતી ઉપર કોતરેલો રાખીએ, અને ભરીયું પેટ જે ભુખ્યા પેટની દરકાર રાખતું નથી, તેને જે હેવાનીયતનો દાગ તેના સર ઉપર ચોટે છે, તે દાગથી તે કરીમો રહીમ આપણને સાફ રાખે, એવી દુવા તેની દરગાથી હમેસા ચાહીએ, અને કરોડો કરોડો ઉપકાર તે કીરતારના જેણે આપણને ભુખ મરાની હાલતેથી ઉગારી આવી મોટી નવાજેસ આપણી ઉપર કીધી છે.

**અબદુલાબેગ**—આમીન ચાલ વાહાલા બેટા હુસેન બેગ, આજે ભાડુતી કપડે સનગાર કરી તુએ તારા તનને દીપાવીયું નહીં તો તે કરીમો રહીમે, તને પોતાની

તોફીકે પોતાનું તન સંગારવાને સામરથ કીધો, વાસ્તે વાહાલા ફરજંદ આએ તારાજેવા નીરમલ અને અસમજ દીલથી નીકલેલી અંતસકરણની દુવાને, તે કીરતારે કાનો કાન સાંભળી આએ નવાજેસ કીધી છે.

---

## સોચની ગજલ.

કીસમતની સઉ છે યારી, કીસમતે સઉ યાર છે
કીસમતે છે તાજ શાહી, કીસમતે સઉ કાર છે.–કીસ.
કીસમતે માલો હવેલી, કીસમતે દૌલત રફીક,
કીસમતે હાથીને ઘોડા, કીસમતે સઉ તઇયાર છે.–કીસ.
કીસમતે સગાને વાહાલા, કીસમતે કુંટુંબ ને ખેસ,
કીસમતે નાતા સગાઇ, કીસમતે ઘરબાર છે.–કીસ.
કીસમતે છે નાન મોટાઇ, કીસમતે એશો આરામ,
કીસમતે આબરૂ ને ઇઝત, કીસમતે નરનાર છે.–કીસ.
કીસમતની કાસમ છે બાજી, કીસમતે ચાલો ચલન,
કીસમતથી દારે જમાનો, કીસમતે સર ભાર છે.–કીસ.

"મારૂં ગાયું ગાય તે ઘણા ગોતા ખાય,
પણ સમ-જીને ગાય તો સુખીયો થાય."

ઇરાન શેહેરમાં મીયાં આબાસ નામે એક કાપડનો વેપારી હતો. તે સ્વભાવે શાણો મિલનસાર અને હસમુખો હતો. તેને ગાયનનો ઘણો શોખ હતો, તે સાંજની વખતે પોતાની દુકાન બંધ કરી, નીચે એક બાંકડો નાંખી તે ઉપર બેસી હાથમાં ડફ લઇ હમેશાં ગાતો, તેના મોંમાંથી વારંવાર એવું નીકલતું કે 'દુજન દારમ ચે ગમ દારમ' એટલે જેને બે બાયડીઓ છે તેને સુગમ છે—સુખી છે. આબાસ મીયાંની દુકાન સામે સુલતાન નામે એક પરચુરણ ધંધો કરનારની દુકાન હતી. તે બે પૈસે સુખી હતો, તે દરરોજ આબાસનું ગાયણ ઘણા ધ્યાનથી સાંભળતો અને બે બાયડીવાલા ધણીની તારીફના ગાયનથી તેનું મન બીજી બાયડી કરવાને લલચાયું અને એક દીવસ તેણે ઠરાવ કરી બીજી બાયડીને રેહવા એક સારૂં ઘર લીધું અને શોધ કરતાં એક આબરૂદાર કુંટુંબની ઉમર લાયક કન્યા મળી આવી. તેના સાથે નેકા કરી મીયાં સાહેબ નવી બાયડી સાથે પેલા નવા ઘરમા ગયા, અરસ-પરસ ખુશબખ્તીની વાતો કરતાં કરતાં સુલતાને કહયું, દિલોજાન! તું જાણીને ખુશ થશે કે રમજાન ફળીયામાં

મારૂં બીજું એક ઘર છે જેમાં મારી પેહેલી મોહોરદાર રહે છે. આ વાત સંભાળતાંજ નવી બીબીનો મીજાજ ગયો અને સંસાર સુખના પેહેલા દિવસના રંગમાં ભંગ. પડયો. તેણે તરતજ પોતાની દાયાને સાદ કરયો. તે આવી અને તેણે પોતાની શેઠાણીના હુકમ મુજબ સુલતાન સાહેબને પલંગના પાયા સાથે મુસ્કેટાટ બાંધ્યા પડતા ઉપર પાટુ તેમ નવી બીબીએ ગુસ્સાના અવેશમાં પોતાના પગમાંથી સપાટ કાઢી અવિચારી પણ ભોળા મીયાંને ખુબ જપાટી કાઢયા અને જ્યારે મારતાં થાકી ત્યારે પોતાને શોકના સાલમાં નાંખનાર મીયાંનો ફીટકાર કરી બીજા ઓરડમાં ચાલી ગઇ સુલતાન બિચારો શરમીંદો થઇ ગયો અને કોઇ રીતે છુટી નવી બીબીને ઘેરથી નાશી પોતાના જુને ઘેરે ગયો. તેનો ઉતરી ગએલો ચેહેરો જોઇ જુની બીબીએ કહયું વાહાલા ખાવીંદ આજ આપ કેમ ગમગીન અને નરમ થઇ ગયા છો? સુલતાને ભોળ-પણમાં વિચાર્યું કે પોતાની જુની પણ વફાદાર ઓરત પોતાના દુખમાં ભાગ લેશે. તેથી પોતાના ઉપર ગુજરેલી આફત કહી સંભળાવી. જુની બીબીએ જોયું કે તેના ઉપર સોકનું સાલ આવ્યું છે તેથી તેને ઘણો ગુસ્સો ચઢયો અને તેના આવેશમાં બિચારા સુલતાનના બદન ઉપરથી

નવી બીબીએ કાઢતાં બાકી રહેલા કચરો પાસે પડેલ, એક જુના બુતારાથી કાઢયો. ઘરની ઉડી વનમાં ગઇ તે, વનમાં લાગી લાય તે પ્રમાણે સુલતાનના હવાલ થયા ધોબીના કુતરો ન રહયો ઘરનો કે ન રહયો ઘાટનો તે મુજબ બેમાંથી એકે ઓરત કોઇ આપે નહી સુલતાને આબાસ મીયાંના ગાયનના ઉપદેશ ઉપર ભરૂસો લૈ જઇ નવી બૈરી કરી પણ કટકો મુકી આખાને ધાવા જતાં કડકો પણ ખોઇ બેઠો. અને દરરોજ નવી અને જુની બૈરીના મેહેણાંટુણાં અને અપમાન સહન કરતાં સુલતાન કંટાળી ગયો એક વખત પોતાના હમેશાના રેવાજ મુજબ આબાસ સાંજને વખતે પોતાની દુકાન નીચેના બાંકડા ઉપર બેશી બે બૈરીઓના ખાવીંદને મળતા સુખનું પેલું ગાયન ગાતો સાંભળી સુલતાન તેના પાસે ગયો અને કહયું કે અરે નખોદીયા! તારા આ ગાયને મારૂં નખોદ કાઢયું અને મને મહાદુખ આપ્યું તો પણ હજી તું તારૂ ગાવું કેમ બંધ કરતો નથી? આબાસે કહયું, મિયાં ગુસ્સો નરમ કરી ધીરજથી મને કહો કે હું એવુ શું ગાઉ છુ કે જે તમને હેરાન કરે છે? સુલતાને કહયું હેમક દ્દેખાદ કઇ રીતે બે બાયડી વાળો કદી સુખી થાય? આબાસે જવાબ વાળયો વાહાલા દોસ્ત મારૂં ગાવું મારી સમજ મુજબ

રાસ્ત છે. ફેર માત્ર બે સમજનો છે અને તેથી તું દુખી થયો હશે કહેવત છે કે 'મારૂં ગાયું ગાય તે ઘણા ગોદા ખાય પણ સમજીને ગાય તો સુખીઓ થાય" સાંભળ! મારે બે બાયડી છે એક ઇરાનમાં અને બીજી ઇસ્ફાનમાં છે હું વરસમાં ૭ માસ ઇરાનમાં રહું છું તો ૭ માસ ઇસફાનમાં રહું છું પણ તારી પેઠે એકજ ગાંમમાં બે બાયડી કરીને રહેતો નથી પણ ઉપર મુજબ રહું છું તેથી હું બને બાયડીઓના પ્યારમાં અછી રીતે સુખી રહું છું. એ બે સ્ત્રીમાંથી જેને ત્યાં હું જાઊંછું તેને ત્યાં મારો સતકાર થાય છે અને મને કંઇ વાંકુ ન પડે અને તેનાથી નારાજ થૈ ને જતો ન રહું તેને માટે તે પોતાનાથી બને છે તેટલી જુકતીથી અને પ્યારથી મારી તાબેદારી ઉઠાવી મને સુખ આપે છે. આ પ્રકારે હુ બંને બૈરીઓથી ઘણો સુખી છું ત્યારે હવે તું મને કહે કે એ રીતે હું મારા સુખનું બયાન કરવામાં શું ખોટુ કરૂં છું? સુલતાને કહ્યું વ્હાલા દોસ્ત! મેં તારા ગાવામાંથી ઊંડો અર્થ નહિ કાઢતાં કે તારી પાસેથી ખુલાસો નહિ મેળવતાં, તારા ગાયનની મને અદેખાઇ લાગી મોહ લાગ્યો અને બિજી બાયડી કરી અને સુખી થવા જતાં વધારે દુઃખી થયો કેહેવતમાં એવું કેહેવાય છે કે નીચે

ઉપર રહેતી બે શોકોને એક વખત એક બીજાના સુખની અદેખાઇ આવી અને એક વખત ઠરાવ પ્રમાણે બે બાયડીનો ધણી માલ ઉપર જતો હતો તે વખતે નીચે વાલીએ તેને ઉપર ન જવા દેતા ને તેના પગ પકડયા ત્યારે ઉપરવાળીએ જાણ્યું જે નીચેવાલી ઉપર નહિ આવવા દેશે તેથી તેણે તેની ચોટલી પકડી અને એમ બે જણની હુસાતુશીમાં અને તાણા તાણીમાં બિચારા ધણીના માથાના બાળ ઉખડી ગયા અને તરતજ જમીન ઉપર તુટી પડી મરણ પામ્યો. આવી રીતે મારા પણ હાલ થાય છે. એક બુતારો લે છે તો લાગલી બીજી પગની સલીપર કાઢે છે આવા ફજેતા અને દુખથી હુ કંટાળ્યો છું અને હવે મારી ખાતરી થાય છે કે એક ગામમાં રહેનારને બે બાયડી કદી સુખ ન આપે. લોકો કહેવતમાં પણ કહેછે કે એક મ્યાનમાં બે તલવાર ન સમાય.

આ ઉપરથી સમજુ લોકોએ સાર એટલો કાઢવાનો છે કે ઘણોજ સાધારણ અને સાદો બોલ હોય તો પણ તેમાં રહેલો ઊંડો અર્થ ખોલી કાઢવો. દેખાદેખી કરવી નહિ, કરવી તો ખુબ વિચાર કરીને કરવી. સુખમાંથી દુખ ઉપજે એવું ન કરવું પણ દુખમાંથી સુખ ઉપજે

એવો રસ્તો શોધી કાઢીને વરતવું જુઓ જગતમાં એવું કહેવાય છે કે બે બાયડીનો ધણી દુખી થાય છે, પણ આબાસ મીઆંએ એ કહેતી ખોટી કરવાને કેવી જુકતી શોધી કાઢી એકજ વસ્તુમાં સમજથી સુખ અને બે સમજથી દુખતે ઉપરની આબાસ અને સુલતાન મીયાંની વાતમાંથી ધડો મળે છે.



"જેવા થાય તેવા થઇએ, નહિ તો માર્યા જઇએ."

આશરે દશેક વરસ ઉપર ઇરાનનો એક મોગલ હાજી મીરજા કરીને મુંબઇમાં માંડવી બંદર ઉપર ભાત બજારમાં પરચુરણ વેપાર કરવાની દુકાન ઉઘાડી ધંધો કરતો હતો. તે વખતે તેના પાસે એક હજાર રૂપીઆની પુંજી હતી. પણ ઇરાનમાં તેની આંટ સારી હતી તેથી ત્યાંથી રૂપીઆ પાંચ હજાર સુધીનો માલ મંગાવતો અને મુંબઇના વેપારીઓને આઠ દિવસની મુદતે માલ વેચતો હતો તેમ લેતો હતો. એ રીતે ઇરાનથી માલ મુંબઇમાં વેચવા મંગાવતો અને મુંબઇનો માલ ઇરાનમાં વેચવા મોકલતો હતો. એક દિવસ શાહુકારદાસ નામના એક

વેપારીએ તેના પાસેથી બે હજાર રૂપીઆનો માલ ખરીદ કર્યો અને હાજી મીરજાના ચોપડામાં પોતાને ખાતે ઉધ-રાવી તેમાં પોતાની સહી કરી. મુંબઇના વેપારીઓમાં આઠે દિવસે હિસાબ ચુકાવાનો રેવાજ હતો, તેથી મોગલ સાહેબ વિશ્વાસે રહ્યા, પણ આ બાબતને આઠેક દિવસ થયા નહિ એટલામાં એક સવારે હાજી મીરજાના હાથમાં બેલીફ સમનસનું ચીંથરૂં આવ્યું. હાજી મીરજા અંગ્રેજી બીલકુલ જાણતો નહિ હતો તેથી નીચે પ્રમાણે પુછપરછ કરવા લાંગ્યો.

**હાજીમીરજા**—બાબા ! ઇ કયા હૈ.

**બેલીફ**—શાહુકારદાસ નામકા એક બેપારી લા લેતા હૈ ઉસકા નોટીસ હૈ

**હાજીમીરજા**—બાબા તુમ હમકુ બોલો, લા, કયા ચીજ અએ.

**બેલીફ**—એ તુમકુ, નોટીસી હૈ કે શાહુકારદાસકે પાસ કુછ પૈસા નહિ હૈ, ઉસકે વાસ્તે ઓ નાદાર હોતા હૈ.

**હાજીમીરજા**—બાબા નાદાર કયા ચીજ અએ.

**બેલીફ** (ઘણો ખીજવાઇને)—ઓ ઇસમે અઇસા બોલતા હે, હમારે પાસ પૈસા નહિ હે, અગર હમ કીધર છુપાયા હોયગા તો તુમ આયકે દીખાવ.

**હાજીમીરજા**—બડા હારૂમઝાદા અએ ! ઉ આ-મકુ બુલા કે અમ કીદર ચુપાયા. અચા કાનુન બાબા ! ઉ ચુપાએગા, અમ દીકાયગા ! !

આટલી વાતચીત કરી બેલીફ ચાલતો થયો. હાજી મીરજાએ વિચાર કીધો કે મુંબઇનો આ કાનુન ઘણો સારો છે. લુચા લોકો એનો લાભ લઇ ગરીબ લોકોને ફસાવે છે. માટે ગરીબ થવામા સાર નથી. કહેવત છે કે 'માણસ ઠોકરો ખાઇ ખાઇને હુશીઆર થાંય છે' શાહુ-કારદાસની નશીયત ઠીક છે. અવગુણમાંથી પણ ગુણ શોધી કાઢવાં એમ શાણા લોકો કહે છે. આવા આવા વિચારો કરી મોગલ સાહેબે મુંબઇમાં જુદા જુદા વેપા-રીઓને ત્યાંથી રૂપીયા ચાળીસથી પચાસ હજારની કીમતનો માલ ખરીદ કરી, ઇરાન જતી એક આગબોટ ઉપર ચઢાવી દીધો. પછી ભીંડીબજારમાંથી આઠ આના રોજના આઠેક બંદા મોગલોને લાવી તે દરેકને એક એક પેટી આપી પોતાની પેઢી ઉપર બેસાડયા. રેવાજ મુજબ આઠમો દિવસ થતાં જુદા જુદા વેપારીઓના મેહેતા બગલમાં હિસાબના ચોપડો મારી મીરજા સાહેબની પેઢીએ હીસાબ લેવા આવ્યા. મીરજા સાહેએ એકને એક વાત કહી,

બીજાને બીજી, ત્રીજાને ત્રીજી એમ કહી કાઢયા. એ રીતે દરરોજ મેહેતાઓને ધક્કા દેવા માંડયા. વેપારીઓ, મોગલની ચાલ ઉપર શક લઇ ગયા અને પંડે તાતામાતા થઇને મોગલની દુકાને ગયા. પણ દુકાન ઉપર બેઠેલા મોગલોને જોઇ કોઇ વેપારીથી મીરજાને દમ ભરાવાયો નહિ પણ નરમાશથી કહેવા લાગ્યા આગા સાહેબ—અમારો હિસાબ ચુકાવી આપો.

**આગો**—બાબા, અમારા પાસ અબી પૈસા નહિ અએ. હમારા બીચાર લા લેનેકા અએ. અમ તુમકુ ત્રુટીસ ભેજેગા. અગર અમ પૈસા ચુપાયા, તુમ દીકાવ.

**વેપારીઓ**—અરે આગા સાહેબ! એ કયા કહેતે હો. હમ કબ કહેતે હૈ કે આપને છુપાયા હે. હમ કયાંસે દીકાવે, જબ હમને દીખ્યા નહિ હે.

**આગો**—બાબા, ઉ શાહુકારદોસ અમારા દુ હઝાર રૂપીએ ખા ગીઆ. ઓર અમકુ બુલા કીદર ચુપાયા. અમ દીખાયગા. અબ અગ તુમકુ બુલતે અએ કે અમ ચુપાયા તુમ દીકાવ.

આવી નીરાશી ભરેલો જવાબ આગાને મોંઢેથી સાંભળી વેપારીઓ મનમાં ઘણા કચવાયા. પણ આગો તો

એકનો બે થયો નહિ. વેપારીઓએ-જાણ્યું કે નાદારીમાં જશે તો પૈ પણ મળશે નહિ તેથી આગાના કાલાવાલા કરયા અને જે કંઈ નીકાલ થાય તે કરવાને કબુલ થયા આગાએ ગંભીરપણે પણ કચવાતે કચવાતે રૂપીઆના પાવલાંમાં નીકાલ કરયો. મુંબઈમાં લોકો નાદાર થવાને કેવી ઠગાઈ વાપરે છે તે ધયાનમાં લેતાં વેપારીઓએ રૂપીઆનું પાવલું લેવામાં સંતોષ માન્યો. આગા સાહેબ પોતાની જુગ્તીમાં ફતેહ પામવાથી ઘણા ખુશી થયા અને પોતાને જે મોટો તડાકો પડયો તે માટે પોતાના મનમ શાહુકારદાસનો ઉપકાર માન્યો.

ઉપરની વાતમાંથી મથાળે લખેલી કહેવત ખરી ઠરે છે કે 'જેવા થાય તેવા થઇએ, નહિ તો મારયા જઇએ.' સાર એટલો લેવાનો કે જ્યાં ઠગ વસતા હોય ત્યાં સાલસ અને શાહુકાર થવામાં ફાયદો નથી. શઠ સાથે શઠ થવું અને વિવેકીની પાસે વિવેક રાખવો. જગત તમાં આવી રીતે વરત્યા વગર છુટકો નથી. માટે સમજુ લોકોએ સમજીને ચાલવું એ વાતની મતલબ છે.

## દોહરો.

"વખત વિચારી બોલતાં, બોલ્યું થાય પ્રમાણ"
"પાછો બોલ પડે નહી, એ નર ચતુર સુજાણ"

અમદાવાદ શેહેરમાં વેણીદાસ નામે એક વાણીઓ રહેતો હતો તેની ધણીઆનું નામ ધનકોર હતું બને જણ ઘણાં ધર્મ ચુસ્ત હતાં પણ તેમને સંતાનનું સુખ ન હતું. શેઠાણી વરત વરતુલા કરે, પથર એટલાને દેવગણી પુજે અને બાધા આખડીઓ રાખે. કોઇ પ્રકારથી વાંઝીયા મેહેણું ટળે અને શોકનું સાલ ન આવે તેની ચિંતામાં તે સોસાઇ ગઇ. અંતે આસ્તા ફળી વાંઝીયા મેહેણું ટળયું. શેઠાણીને દહાડા રહ્યા અને પુરે માસે પુત્રી અવતરી લાડમાં તેનું નામ "ફજેતી" પાઢયું છોકરીનું મોં જોઇને ધણી ધણીઆઆણી એ આનંદમાં દિવસ ગાળવા માંડયા પણ દૈવને તેમના આનંદની અદેખાઇ આવી શેહેરમાં ગોવરાંનો રોગ ચાલ્યો તેમાં ફજેતી બાઇ પણ ફસી મુવાં. "ફજેતી"નું સુખ ઝાઝા દિવસ ભોગવી શકાયું નહિ તેના મરણથી બંનેનું હૈયું ઘણું ભરાઇ આવ્યું અને સુખ તે દુખ થૈ પડયું પણ ઇશ્વરના આગળ કોનો ઉપાય ચાલેછે? "ફજેતી" ને ઠેકાણે પાડી આવ્યા પણ શેઠાણીનું કાચું

હૈયું વારંવાર ભરૈ આવે અને મોટેથી બુમા મારી રડે કે "હાય મારી ફજેતી મરી ગઇરે, હવે હું શું કરૂં. હવે હું કોને મારે ખોલે બેસાડી રમાડીશ. ઓ ઓ મારી વાલી ફજેતી રે" એવી રીતે વીલાપ કરી કરીને રડે. પાસે બેઠેલી બાયડીઓ તેનું મન શાંત કરવાને ધણી ધણી સમજાવી દીલાસો આપે પણ શેઠાણી રડતી રહે નહિ આ જોઇને વેણીદાસ શેઠથી સાંત રેહેવાયું નહી અને પોતાના પાસે બેઠેલા સગા વાહાલા અને દોસ્તદારો પાસેથી ઉઠીને પોતાની બાયડી પાસે જૈ તેને કહેવા લાગ્યો. અલી છાની રહે છાની! લગાર સમજ રાખ ભુંડી! રડ નહિ તું અને હું હયાત રહીશું તો "ફજેતી"ની શી ખોટ છે શેઠની ભોલાઇવાલી પણ મુખામી ભરેલી શિખામણ સાંભળી રડવાને આવેલા સ્રી પુરૂષોને ખરખડીને હસવું આવ્યું તેથી શેઠ ઝંખવાણા પડી ગયા અને શેઠાણી ચુપ થૈ ગઇ.

આ ટુંકી વાતમાંથી સાર એવો નીકલે છે કે માણસે જેમ ફાવે તેમ બોલવું નહી. બોલતા વિચાર કરીને બોલવું. ઇંગ્રેજીમાં પણ કહે છે કે "Think well before

you Speak" સંસ્કૃતમાં પણ કહ્યું છે કે "અવસર પઠીતા વાણી" જ્યાં આગળ જેવું ઘટે તેવું બોલવું.

વેણીદાસ શેઠનું બોલવું તો સારા ભાવનું હતુ પણ તે મશકેરી ભરેલું અને હસવું લાવે તેવું છે એટલે ગમીના વખતે એ બોલવું બેહુદુ છે તેથી દરેક માણસે વિચારીને બોલવું એવું ન બોલવું કે ઉપરની વાતવાલા વેણીદાસ શેઠની પેઠે જંખ વાણા પડી જવાય પણ એવું બોલવું કે લોકો સમજુમાં ગણે.

જેમ ફીકીસો નીકી લગે, કીયે અવસરકી બાત જઇ સે વીવામે અછી લગત હુએ ગાલી ખરેખાત જેમ કોઇ વખતે, મુરખાઇએ કીધેલી વાત વખત આવેઆથી સારી લાગે છે જેમ લગનની અંદર અરસ પરસ આપેલી ગાલો તથા ફટાણાઓ, સકની, અને સારાલાગે છે તેવીજ રીતે હરવેલા દરએક વાત તેને વખત સર કીધેલી ફીકીતે નીકી લાગે છે, અને વગર અવસરે દાનેસ મંદીએ કીધેલી ફીકી થઇ જાય છે.



## દોહરો.

લખસણુ સઉના પાલણે થાએ સદા પ્રકાસ
સમો વીચારી વરતવું બોલો આપે મીઠાસ.

સુરતમાં સુલતાનખાં નામે એક લશ્કરી શિપાઇ રહેતો હતો તેને ઇમામ નામનો છોકરો હતો પણ મરકીના રોગે મરી જવાથી તે છોકરાની મા બહુજ રડવા લાગી, તેથી સુલતાખાંનું પાકી આવ્યું અને બધી બાયડીઓ બેઠી હતી ત્યાં જઇ પોતાની બાયડીને કહેવા લાગ્યો કે "અબે મરીયમ! ઇતના કાહેકુ રોતી હૈ? અબ તુ જાસ્તી રોએગી તો તુજે કસમ હૈ મેં આજસેં તુજસેં ઇકરાર કરતા હું કે તુજે કોઇ રીતકા ગમ ખાને નહી દેઉંગા ઓર તુજે બી કસમ હુએ આજસેં તું મુજે અપના ઇમામ સમજીઓ ઓર મેં તુજે મેરી મા સમજુંગા ફીરતો પ્યારી તુજે સબર આએગા ઇઆ નહી. આ સાંભળી બેઠેલા બધા મીયાંની અકલની તેજી જોઇ હસી પડયા.

આ વાતનો સારાંસ પણ પાછલની વાર્તાને મળતોજ છે.



## દોહરો.

સમય સુચકતા વાપરી કરવો સોચ વીચાર
કરે પાછલ આગલ જુવે કદી ન પામે હાર.

વલસાડમાં મીયાં એંદરૂસ કરીને એક અફીની સીપાઇ રહેતો હતો, તે પાંચ પૈસે સુખી હતો, પણ તેને અફીણનું વસન વળગ્યું હતું. અફીણી માણસને સારૂ સારૂ ખાવાનું ઘણું ગમે છે. મીયાં સાહેબે આ બુરા વસનમાં બધુ ઉડાવી દીધું. ખાધાના વાંધા પડવા લાગ્યા તો અફીણ કયાંથી મળે! આવી હાલતમાં મીઆં ચાકરી કરવાને સુરત તરફ નીકલી પડયા. શરીરે દેખાવડો હતો અને તેમાં સારાં કપડા એટલે મીયાં ઉપર સુરતના નવાબનું ધ્યાન ખેંચાયું. મીયાંને કોઇ સારા ખાનદાનનો જાણી તેને પાસે બોલાવી નવાબે કેટલીક પુછ પરછ કરી અને અંતે મીયાંની ખાએસ મુજબ નવાબે તેને પોતાની હજુરમાં રૂપીયા પંદરના પગારે ચાકરી રાખ્યો. પંદર રૂપીયા માંથી મીયાં સાત આઠનું તો અફીણજ ખાઇજવા લાગ્યા અને બાકીના અડધામાંથી મીયાં ડુંગો પાણી વગેરેનો ખરચ કરકસરથી કરતા એટલે ઘર આગલ બીબી સાહેબને શું મોકલે! એક દિવસ મીયાં એંદરૂસ નવાબ સાહેબના

સુવાના ઓરડા આગલ ખભે બંધુક લઇને પોહોરા પર ઉભા હતા. તેવામાં તેના હાથ નીચેનો એક સીપાઇએ આવી એંદરૂસ મીયાંને કહ્યું જમાદાર સાહેબ આપકે ગાવંસે એ ચીઠી આઇહૈ સો લીજએ. આ ગરબડાટથી નવાબ સાહેબ જાગી ઉઠયા અને પ્રુછવા લાગયા "એંદરૂસ એ કયા ગરબડ હએ" એંદરૂસે લગાર ઘભરાટમાં ઓરડામાં જઇ નમંતાઇથી કહ્યું "ખુદાવીંદ! કુછ નહિ હએ. હમારે મુલકસે ચીઠી આઇ સો સીપાઇ હમકુ દેનેકુ આયા હે "નવાબ સાહેબ" અચ્છા ચીઠીમેં કયાહે મુજે દિખલાઓ"! એંદરૂસથી ના પાડી શકાઇ નહી તેથી ચીઠી નવાબ સાહેબને આપી. ચીઠી વાંચી નવાબ સાહેબ બહુ હેરત પામ્યા અને ચીઠીનો ભાવાર્થ ન સમજી શકવાથી એંદરૂસને પુછવા લાગ્યા. "અયે એંદરૂસ! ઇસકી કયા માએને કુતમખા પરદેશ ગએ, બીલમખાને ચોટ કીએ તો ઘરકે નવજવાન મારે ગએ, બાકી રહે સુપનખાં ઓ તો અગાડી લડે કે પીછાડી લડે" એંદરૂસે નવાબ સાહેબ પાસે સભ્યતાથી ચીઠી વાંચીને સમજાવા માગી. નવાબે તે આપી એંદરૂસે સારી પેઠે વાંચી જોઈ પણ કંઇ થાક લાગ્યો નહિ. એ ચીઠી બીબી સાહેબે લખેલી હતી. તો પણ

નવાબ સાહેબને એનો અર્થ તો સમજાવવો જોઇએ તેથી મીયાંએ સમય સુચકતા પણું વાપરી નવાબ સાહેબને કહ્યું" બંદે ખુદા! કુતમખાં હમારે બડે ચચેથે. કોઇ વખત બડે રીસાલદાર થે. ઓ બતરીક શેહેરકે કોઇ ઓર ગાઊંકુ ગએ ઓર બીલમખાં જો હમારે છોટે ભાઇ ઓ કુતમખાંસે બોહોત ડરતેથે પન જબ કુતમખાં પરદેશ ગએ તબ ઉનકુ ઘરમે ફરાગત હુઇ. ઓર જાતસેં બડે પેહેલવાન ઓર લડાએક થે સો કોઇને ઉનકો સતાયા હોગા. ઇસ લીએ ઉનોને હાથમેં હથીઆર ઉટાયા ઓર હમારે કુનબે કે નવ આદમીકો માર ડાલે. ઓર આપબી મર ગએ અબ બાકી સુપનખાં મેહેરેમા કે બડે ચચે રએ હે ઐસા ચીડીકા હાલ હૈ અબ સરકાર ઇઝાઝત હોતો એક ચકર મેરે ઘરકુ માર આઉ. કયા કરૂ સાહેબ! મેરા કુનબા બોત જુના ઓર પેહેલવાનીમેં મસહુર હએ. પન મેરે કીસમત જો મેં આપકે હુઆં ચાકરી હો ગયા. "આ સાંભળી નવાબ સાહેબને તેના જુના કુટમપર અને તેના ઘર આગળ બનેલા આવા મોહેતમ પોસીપર રહેમીઅત આવા તેથી ખજાનચીને નવાબે હુકમ કરયો કે એદરૂસ જમાદારને રૂપીઆ બસો ઇનાયત કરવા. મિઆં સાહેબ

આવી મેહેરબાનીથી ઘણા ખુશી થયા અને રૂપીયા લઇ નવાબનો ઉપકાર માની વલસાડ તરફ વણઝે માપી ગયા. ઘેર જઇ મીઆંએ બીબીને પુછ્યું કે આ ચીઠીમાં તેં શું આટો બાફ્યો હતો? બીબીએ કહ્યું મીઆં સાહેબ મેં સાંભળ્યું કે તમો નવાબ સાહેબ પાસે જમાદારની ચાકરી કરો છો તેથી ઘરનો એબ હલકો ન દેખાય તેથી આ ચીઠીમાં મરમ ભરેલું લખાણ કર્યું હતું. એનો અર્થ એવો છે કે:આપણા ઘરમાં જે કુતરો હતો તે ભુખમરાના સબબથી જતો રહયો તેથી તમને લખ્યું કે કુતમખાં પરદેશ ગયે અને આપણા બીલાડા બીલમખાં ઉપર જબરો ભુખમરો પડયો તેથી આપણા નવ જવાન એટલે આપણા પાલેલા નવ ખબુતરોને હજમ કરી ગયો અને હવે ઘરમાં બાકી કાંઇ ખાવાનું રહ્યું નથી પણ ફકત એક સુપડો બાકી છે એટલુંજ નહિ પણ શરીર ઢાંકવાને પણ કપડું રહ્યું નથી તેથી તમો પુછો છો જેને મેં સુપનખાં કરી લખ્યું. સુપડાથી મારૂં આગળ પાછલનું આખું અંગ ઢાકુ છું. તે વિષે લખ્યું કે અગાડી લડે કે પછાડી લડે. કારણ ઘરમાં સુપડા વગર કંઇ રહ્યું નથી. મીઆં બાયડીની હુંશીઆરી જોઇને અને પોતાને નવાબ સાહેબે રૂપીયા બસો

બક્ષીસ આપ્યા હતા તેથી બાયડીની ખુબ તારીફ કરીકે "બીબી સાહેબ જો તુમને ઇસમાફક કી અગર અકલ નહિ લગાઇ હોત તો નવાબ સાહેબ મુજેકો દાસો રૂપીયે બક્ષીસ કબુ નહિ કરતે એ બક્ષીસ તેરી ચાલાકીસેં મેંને નવાબ સાહેબસે પાઇહએ બીબી પણ આ વાતથી ઘણાં ખુશી થયાં.

## વાતનો સાર.

હાજર જવાબીથી કેવી રીતે આવેલુ વાદલ વીખરાઇ જાય છે અને ઉલટો કેવો ફાયદો થાય છે તથા એક ઘરવખુ વફાદાર બાયડી પોતાના ઘરની ફજેતી અટકાવાને કેવી અકલ વાપરે છે અને દુખમાંથી કેમ છુટે છે તેનો ખરો ચીતાર ઉપરની વાતમાંથી વાંચનારને મળશે. અને આ મારી દરેક લોકને ભલામણ છે કે તેઓએ આવા પ્રસંગો ઉપર કેમ વરતવું તે આ વાતના સાર ઉપરથી શીખી લેવું.



## દોહરો.

કેફી વસતુ કીધાથી આબરૂ પામે નાસ,<br>
જોઇએ તેવો ગુનીજન હોય ઉભો ન રાખે પાસ.

એક દિવસ એક અફીણીએ પીનકમાં રહીને પોતાનો લેંગો હાજતથી ખરાબ કીધો. પોતાની આવી હાલત જોઇ મીઆંને ઘણી શરમ લાગી તેના ગામને પાદર એક નદી હતી ત્યા જઇ લેંગો ધોઇને એ ઝાડો ઉપર એક દોરી બાંધી તે ઉપર શુકવા નાંખ્યો અને પોતે નાગો જમીન ઉપર બેઠો. થોડીવાર ન થઇ એટલામાં પવનનો એકાત ઝપાટો આવ્યો અને હવા સાથે લેંગો ઉડીને નદીમાં પડયો. મીયાં સાહેબ બેઠા બેઠા આ તમાશો જોઇ રહ્યા. અને તરત ત્યાંથી જેવી હાલતમાં બેઠો હતો તેવી હાલતમાં ઉઠી ઘેર ગેયો અને મોટી મોટી બુમો મારી પોતાની બાયડીને કહેવા લાગ્યો કે "અયે બીબી! સીરની બાંટો! ફકીરોંકો ખીલાયો! દુવા પડોકે મેં આજ સલામત રહા! નહિ તો ડુબ જાતા!" બીબી મીયાંની ચાલથી વાકેફ હતી તેથી મીયાં જારે ઠંડા પડયા ત્યારે તેને પટાવી ફોસલાવી પુછવા લાગી "મુઝે બોલો તો સહી કયા હુવા!" મીયાં એ બધીવાત કહી સંભળાવી અને કહયું એતો અછા હુઆ કે ફકત પયજામાં જાતા રહા નહી તો અગર મે ઇસ પયજામે મે હોતા તો મયભી ડુબ જાતા આ વાત સાંભળી બીબીને બહુ હસવું આવ્યું

પણ માહા મેનતે હસતી રહી અને મીયાંને કહયું "બજાર મે જાઓ ઓર દુધ લેઆઓ તાકે મે સીરની પકાઊં." મીયાં ત્યાંથી ઉઠયા, બજારમાં ગયાં પણ દુધવાલાની દુકાને ખરીદનારાઓની ગિરદી ઘણી હતી તેથી મીયાંએ ફરસુદનો વખત જોઇ એક અફીણની ટેદી ચડાવી ખુણામાં અથેલી ઉભા રહયા. એમ કરતાં રાતના બારનો સુમાર થયો અને દુધવાલાને પણ દુકાન બંધ કરવાનો વખત થયો. દુધવાળાએ જોયું કે મીયાં પીનકમાં છે તેથી મીયાંને જગાડવાને દુધવાલાએ પીઠ ઉપર એક ધબો મારયો. મીયાં સાહેબ ઝોકાઇ જમીન ઉપર ટુટી પડયા ને કહેવા લાગ્યા કે" અએ ભાઇ! દુધ દેતા હૈ કે ધબા મારતા હૈ." દુધવાળો કહેવા લાગ્યો હેમક તુ સાંજના ૭ વાગ્યાનો આવ્યો અને હવે બાર વાગ્યા તો પણ હુંશીયાર થતો નથી એટલું કહી મીયાંને અડધો શેર દુધ આપ્યું તે લેઇ મીયાંએ ઘરનો રસ્તો લીધો. રસ્તામાં હવા ખુબ જોરથી ચાલતી હતી તેથી મીયાંના માથા ઉપર કાગળ જેવી પાતળી અને દુધ જેવી ધોળી ટોપી હતી તે ઉડીને દુધમાં પડી તો પણ મીયાંને તેનું ભાન રહયું નહીં ચાલતાં ચાલતાં મીઆંએ મનમાં વીચાર કરયો કે જોઉતો

ખરો કે દુધવાલાએ કેવું દુધ આપ્યું છે દુધ જોઇ મીઆં સાહેબ બહુ ખુશી થઇ કહેવા લાગ્યા "વલા બીલા દુધ-વાલા બહોત અછા હૈ દેખો તો સહી દુધમે કૈસી બાલાઇ દાલા હૈ અગર એ બાંલાઇ ઘર કુલેજાઉગા તો ઔરતકો કેઆ કામ આવેગી ઓ તો દુધ ચાહાતી હુએ" એવો વિચાર કરી તેની અંદરની મલઇ ખાવા લાગ્યા, પણ તે તો મલઇને બદલે મીયાં સાહેબની ટોપી હતી. જેવી અંદર મુકી કે તે અડધી ગલામાં ઉતરી ગઇ અને અડધી બહાર રહી તે ન જાય અંદર કે ન નીકળે બહાર! મીયાં ઘભરાયા અને જીવ લઇને ઘેરભણી દોડી ગયા. બીબી વાટ જોઇ જોઇને સુઇ ગઇ હતી તે મીયાંની બુમથી જાગી ઉઠી મીયાં બીબી સાહેબને કહેવા લાગ્યા "અએ બીબી દેખતો સહી દુધવાલાને કેસી બાલાઇ દીયા હૈ. લે-કીન નીચે ઉતરતી નહી." બાયડીએ જોયું તો મીયાં સાહેબની ટોપી ચવાઇ ગઇ છે. બાયડીએ તુરત તે ખેંચી કાઢી અને મીયાં સાહેબના હાથમાં આપી. ટોપી જોઇ મીયાં શરમીંદા પડી ગયા.

**સાર** આ વાતમાથી સાર એ લેવાનો છે કે જેઓ અફીણ આદી કેફી ચીજોનાં વસન કરે છે તેથી અકલની

કેવી ખરાબી થાય છે અને કેવી મુરખામી કરી પાછલથી પોતાની ભુલ જોઇ કેવા પસ્તાય છે તે આ ઉપરની વાત બરાબર બતાવે છે.



## દોહરો.

પડે બુમજો પૂર્વમાં, તો તે પશ્ચીમ જાય;
ફોગટ સ્ત્રી પાસે ફુલે, કાયર નર હરખાય.–૧

સુરતમાં અબદુલ કરીમ કરીને એક વોહોરાજી વસતા હતા. તે ઘણા બીહકણ પણ પતરાજી ખોર હતા. તે પોતાની ભોળી સ્રીને ખુશી કરવાને બડાઇ હાકવાને કચાશ રાખતા નહી. કોઇ વખત તે ચીરડાઇ જાય ત્યારે લાગલા ત્રીજે માલની બારીએ જઇ વાઘને બોલાવે! બારીમાંથી હાથ કાઢી વાઘને કહે કે "લે કરડીખા, લે કરડીખા"! આવી રીતે તે બુમો મારતો અને પોતાની બહાદુરીનાં વખાણ કરતો કે હું તો નવાબસાથે વાઘનો શીકાર કરવા જાઉં છું. આવી આવી વાતો ઉપર ભોળી વોહોરીને વિશ્વાસ આવતો! તેણે જાણ્યું કે વોહોરાજી કેહેછે તે રીતનાં કામ કરતા હશે તો તેનો ચુડો કેમ સલામત રહેશે.

આ જાતની ફીકરમાં વોહોરી ઘણી દુઃખી થવા લાગી. એવામાં એક દિવસ વોહોરીની માં ગામથી પોતાની દીકરીને મલવા આવી તેણે તેનો ફીકો અને ઉતરી ગયેલો ચેહેરો જોઇ પુછ્યું "કેમ બેટા? તારા ઘરમાં સરવ વાતનું સુખ છે તે છતાં તું કેમ ગમગીન દીસે છે! તારો ધણી શું તારા તરફ પ્યારની નજરથી નથી જોતો" વગરે ઘણાક સવાલ તેની માંએ કર્યા ત્યારે જુવાન વોહોરીએ શરમ અને દલગીરી સાથે કહ્યુ "ના મને તે વાતનુ તો કંઇ દુઃખ નથી પણ મને મારા ચુડાની સલામતીની ઘણી ફીકર રહે છે કારણ કે મારો ધણી હરવખત વાઘને બોલાવી પોતાનો પોંચો કરાહાવી દે છે." વગેરે બીના તેણે પોતાની માને કહી સંભલાવી બુઢી વોહોરીએ પોતાની છોકરીની ભોલાઇ અને મુર્ખ પણાનો વિચાર કરી જરા હસીને બોલી ઓ હો! એમાં તે તું એટલી દુખી શુકામ થાય છે! તારા ધણીનું કુટુંબ મુળથીજ ઘણું બહાદુર છે. તારો વર અને તેના બાપ દાદાઓ મોટા હિમતવાન લઢવઇઆ કુકુંબના નામીરા છે. કારણ અમદાવાદમાં તોપો પડે ત્યારે પણ તેઓ સુરતમાં ખુલ્લી છાતીએ ફરયા કરે. પૂર્વમાં બુમપડે તો પશ્ચીમમાં દોડી

જાય એવા તે બહદુર ! માટે તારો ધણી મોટા દીલનો હોય તેમાં શી નવાઇ ! કારણ એના બાપ દાદાઓને તણ દમડીની પાન સોપારી તણ દિવસમાં ચટાક પટાક કરીજતાં જોયા છે એ તો એ લોકોનો ઉમદા ખરચ ! માટે બેટી તું સુખેથી અલા અલાકર !! અને ખુદા ઉપર તારા ચુડાને માટે ભરૂશો રાખ ! ફીકર ના કર " આ રીતે ભોલી દીકરીનું મન મનાવી બુઢી વોહોરી ચાલીગઇ.

આ વાત માંથી સાર એ નીકલે છે કે સ્રી જાત કેટલી ભોલી અને કેટલી વિશ્વવાશુ છે પોતાના ડોળઘાલુ ધણીની ખોટી ધડ પકડથી તે કેવી ડરી જાય છે અને બીકણ તથા કાયર પુરૂષો કેવાકેવા ખોટા ગપાટા મારી પોતાની બા હોશીનાં ખોટાં બણગાં પોતાની ભોળી બૈરીઓ પાસે ફુકી તેમને કેટલી હેરતમાં અને ગમીમાં નાંખે છે તે ઉપરની વાતમાં થી ખુલ્લુ જણાઇ આવેછે માટે લોકોએ બહુ ભોલો સ્વભાવ રાખી લોકો જે કંઇ કહે તે ઉપર ભરૂસો નહિ રાખવો પણ તે ઉપર પુખ્ત વિચાર કરીને વાતનું તથા કહેનારનું તોલ કરવું. ઘણા લોકોને ખોટીબડાઇ હાકવાની ટેવપડેલી હોય છે પણ બડાઇ માતર પોકલ હોય છે અને તે છેવટે ફટી જઇ ફજેત થાય છે માટે કોઇએ મિથ્યા ડોલ ઘાલવું

નહિ! ખાલી બડાઇ હાકવી નહિ પણ કેવળ ભલમનસૈ સાદાપણુ બતાવવું.



## દોહરો.

ખોટી બડાઇ મારતાં, કરવો ખુબ વિચાર;
હશે કેમ નહિ જગતમાં, શેર તણો સરદાર?

એક દીવસે એક મીયાંભાઇ રસ્તામાં ઉભારહી લોકો આગલ પોતાની ડફાંશ હાકતા હતા. "અએ ભાઇઓ! મુજે પિછાનતે હો! મેતો ખુદાકા ભાઇ હું" એટલામાં એક આંધલો ત્યાં થઇને જતો હતો તેણે આ બડાઇની વાત સાંભળી અને તેના પાસે જઇ કહ્યું "અએ ખુદાકા ભાઇ! મુજે અખીયાંસે દિખા જાતા નહી હે મૈ અંધાહુ! તુમતો ખુદાકે ભાઇ હો! તુમારી હમ તાલાશ કરતે થે અબ ખુદાને તુમારા મિલાપ કરવાયા! તો મેહેરબાની કરકે મેરી અખીયાં અછી કરદો." આંધલાએ મીયાંને અછી છકડ મારી? તેને ધભરાવ્યો. લોકો આગલ પુરી ફજેતી થવાનો વખત જોઇ મીયાંએ જુક્તીથી જવાબ આપ્યો" અએ અંધા! હમ દોનુ ભાઇઓને આપસ મેં એકરાર કરકે કામ બેંચ લીયા હે. અછા કરનેકા કામ

ખુદાને આપનોથપે રખા હૈ ઔર હમકુ ઉસેં ઉલટા કામ કરનેકુ સોંપા હૈ ઇસ બાતમે તેરેકુ કુછભી શક આતા હોવે તો ઇતને લોગ ખડે હૈ ઉસમેસેં તુમ હમકુ દીખલાવે ઉસકી અખીયાં હમ ફાડ દાલે અબ જવાબ દે કયા કહેતા હૈ” મીઆનું આ મુરખાઇ ભરેલું બોલવુ સાંભળી લોકો હશી પડયા અને વીખરાઇ ગયા મીયાએ શરમીંદા પડી તેઓથી રૂખસ્ત લીધી.

**સાર**—પાછલી વાતના સારમાં આપણે કહી ગયા છીએ કે બડાઇનું પરીણામ પોકળ તે રીતે ઉપરની વાતમાં થયું છે. ખુદાએ શેરને માથે સવાશેર પેદા કરેલા હોય છેજ ઘણા લોકો ખોટી બડાઇઓ હાકી ભોળા લોકોને ભરમાવે છે પણ શેરને માથે સવાશેર મળતાં ભરમ ખુલ્લો થૈ જાયછે માટે તેવી બડાઇની વાતો કરવી નહિ અને બીજો બડાઇની વાત કરે તે ઉપર ભરૂસો રાખવો નહીં.



## દોહોરો

સાલસ ને ભોળા થતા, ઠગ લોકો ઠગિ જાય,
બેવકુફ બનવું પડે, તો પણ કામ ન થાય ॥ ૧ ॥

એક વકત એક બાદશાહાની હજુરમાં ઘોડાનો વેપારી ઘણા ઘોડા લઇને આવ્યો બાદશાહે દરેક ઘોડાને તપાસી જોયો પણ તેમાંનો એકે તેને પસંદ આવ્યો નહીં. વેપારીએ વિચાર કરયો કે આવી ઉમદી તોખામના જાત જાતના ઘોડા છતાં રાજાને એકે પસંદ ન પડયો ત્યારે જરૂર તેને ઘોડાની પરીક્ષા નથી. રાજા થઇને ઘોડાની પરીક્ષા કરી ન જાણે તો જરૂર તે ભોળો હોવો જોઇએ તેણે વિચારયુ અહિં ગુણની કે સારા નરસાની કદર નથી માટે બીજી જુકતીથી પણ કામ કાઢી લેવું તેથી તેણે કહયું " ખુદાવિંદ! મને તો ભરોસો હતો કે આપ આ ઉમદા ઘોડાઓમાંથી ઘણાક રાખશો પણ જોઇને દલગીર છું કે આપને એકે પસંદ ન આવ્યો ખેર! પણ આપ નામદારની ઘોડા સરને દિપાવે એવા મારે ઘોડા લાવી આપવા તો ખરા. પણ શું કરૂં મારા પાસે દુર દેશ જઇ ગાંડના પૈસા ખરચીને લાવવાને કંઇ સાધન નથી " બાદશાહ ઘોડાના વેહેપારીનું આવું ભલમનસાઇ ભરેલું બોલવું સાંભળીને ભોલવાઇ ગયો અને તે કોણ છે. કયાંનો રેહેવાસી છે તેનો કંઈ વિચાર ન કરતાં કહ્યું " તારી એટલી બધી મારા તરફ ચાહના છે તો પૈસાને માટે શું ફીકર

છે. બોલ તારે કેટલા રૂપીયા જોઇસે. " ઘોડાવાલાએ હરખ ભરેલ મોંએ નર્મતાથી જવાબ આપ્યો " હજુર! ઘણો ઉમદીતો બારનો એક ઘોડો રૂપીયા પાંચ હજારમાં મળશે. બાદશાહ—" ઠીક છે હાલ તરત તો તમે એક ઘોડો સારો જોઇને લેઇ આવો. જો પસંદ પડશે તો વળી બીજા મંગાવીશું " બાદશાહ— " ખજાનચી! આ ઘોડાના વેહેપારીને રૂપીયા પાંચા હજાર આપો " ઘોડાનો વેહેપારી પાંચ હજાર રૂપીયાની ધાબ મારી ખુશી થતો બાદશાને સલામ કરી વટાણાવાવી ગયો. આ બનાવને બે ત્રણ દિવસ થયા પછી બાદશાહ અને વજીર બગીચામાં બેશી ઠંડા પોહોરના ગપાટા મારતા હતા. વાતમાંને વાતમાં બાદશાહે વજીરને પુછ્યું— " આ દુનીયીમાં બેકુફ કેટલા હશે. "

**વજીર**—જાંહાં પન્ના! મારી પાસે બેવકુફોની ટીપ મોજુદ છે.

**બાદશાહ**—ત્યારે તો તે મને જોવા આપ.

**વજીર**—(નર્મતાથી) નહિ ખુદાવીંદ! તે ટીપ આપને મારાથી આપી ન શકાય.

**બાદશાહ**—કેમ વારૂ ?

**વજીર**—આપ નામદાર વખતે તે જોઇ મારા ઉપર ગુસ્સે થાઓ.

**બાદશાહ**—હું તારા ઉપર ગુસ્સે નહિ થાઉ પણ મને જોવા આપ.

**વજીર**—હજુર! ગુનો માફ કીજીએ! એ ટીપમાં મથાલેજ આપ ખુદાવીંદનું મુબારક નામ મેં મુકયું છે.

**બાદશાહ**—વારૂ તારે એ ટીપમાં મારૂં નામ મુકવાની તારે શું જરૂર હતી?

**વજીર**—ખુદાવિંદ! જે દિવસે આપે પેલા ઘોડાના વેહેપારીને રૂપીયા પાંચ હજાર અપાવ્યા તે દિવસેજ મેં આપનું નામ તે ટીપમાં દાખલ કર્યું હતું.

**બાદશાહ**—વજીર! તેમ કરવામાં તારી ભુલ છે. મને તે વેહેપારીપર ભરૂસો છે તે પોતાના વચન પ્રમાણે જરૂર ચાળશે.

**વજીર**—જહાંપન્ના! પ્રથમતો આપ તેને ઓળખતાંજ નથી અજાણ્યા માણસના બોલવા ઉપર આકીન લેઇ જઈ રૂપીયા પાંચહજાર અપાવ્યા! હવે એ જ્યારે ઘોડા લઇને આપની હજુર આવે ત્યાં સુધી આંપના રૂપીયા

તો ગયા! તો પણ એ સખસ જ્યારે ઘોડા લૈને આવશે ત્યારે આપનું નામ તે ટીપમાંથી છેકી નાંખીશ અને ઘોડાવાલાનું નામ તેમાં લખીશ.

**સાર**—આ વાતનો સાર એવો છે કે મતલબી લોકો પોતાની મતલબને માટે ગમે એવા ઉંધા પાટા બંધાવે તોપણ ડાહ્યા ને વિચારવંત લોકો બાંધતા નથી અને તેમનું કપટ કળી જઇ ને તેવા ઠગથી ચેતીને ચાલે છે. કોઇ કામ એવું ન કરવું કે પાછળથી વીમાંસણ થાય. પાણી પીને ઘર પુછવા જેવું ન થાય તેનો ખુબ વિચાર કરીને ચાલવું. આવી વાતો લખવાનો સબબ એટલો છે કે લુચ્ચા લોકો કેવી મીઠી મીઠી વાતો કરી ભોળા લોકોને ઠગી જાય છે તે દાખલા તરીકે બતાવી તેવા ઠગ લોકોથી સાવધ રહેવાની સુચના કરીછે.



## દોહારો.

અણુસમજુ ભોળાઓનો દીલથી રાખવો દર,
સારે અર્થ વેરીનો પી પાણી પુછે ઘર.

કાઠિયાવાડના એક કસબામાં કેટલાક મુસલમાન રહેતા હતા તેઓ કંઇ પણ શીખેલા ન હતા છતાં ધર્માંધ

દખા દખી કરનારા અને ધર્મના ખરા રસ્તાથી કેવળ બીન વાકેફગાર હતા. તે ગામમાં એક હુંશીઆર શિખેલો મોલવી ગયો. તેણે તે લોકોને અજ્ઞા જોઇને બોધ આપવા માંડયો પણ કેટલાક તે સમજીજ ન શકે અને કેઠલાક સાંભળવાની પણ દરકાર ન કરે. આ લોકોમાં એક અણઘડ લગાર ઠીક હતો તે દરેકને પોતાનું ગાયું ગવરાવતો પણ જયારથી મોલવી સાહેબ આવ્યા ત્યારથી તેનું ઓછું ચલણ થયું તેથી તે મોલવી સાથે હરહમેશ ખોટી માથાજીક કરયા કરતો એટલામાં ઇદનો દિવસ આવ્યો તે તેવારને દિવસે ગામના બધા મુસલમાનો મસીદમાં ભેગા થયા. મુલ્લાંજી જે રીતે કહે તે રીતે બધા નિમાજ પઢવા લાગ્યા. પેલા અણઘડ મુસલમાને વિચારયું કે મુલ્લાં આવ્યા પછી સરવે જણ તેના નચાવ્યા નાચેછે અને મારો તો હવે કોઇ ભાવ પુછતું નથી માટે કંઇ રસ્તો કરૂં જયારે બધા નીમાજ પડી રહ્યા ત્યારે તેણે ચાકથી જમીન ઉપર કેટલાક લીસોટા ખેંચ્યા અને મોલવીને કહયું "અએ મોલવી સાહેબ! આપ બડે ખબરદાર હો તબ બોલીએ એ કયા લીખા હૈ"! મોલવીએ જોયું કે એતો કેવળ લીસોટા છે અને પોતાની હુંશાઆરી બતાવા અને હું

કંઇ વાંચી ન શકું એટલે બધાંના દેખતાં મને ભોટ ઠરાવાને એ ચાહાય છે માટે એ કમબખ્તની મારે દવા કરવીજ જોઇએ. મુલાએ તરતજ તેની પાસે જઇ તેની દાહાડી ઉપર હાથ ફેરવી તે હાથને ચુમીઓ અને કહયું "અએ ભાઇઓ! આ હજરત મીયાં એ ચાકથી લખ્યુ છે કે મારી દાહાડી ચાક જેવી સફેદ છે તેવીજ પવીત્ર છે" "એ લખાણુ રાસ્ત છે કેમ કે તેની દાહાડી અને બાલ મુબારક અને બરકતી છે" મુલાજી કહેછે તે રાસ્તજ છે એમ સમજી ત્યાં બેહેલા મુસલમાનોએ ઉઠી તે મીયાંની દાહાડી વીંછી નાંખી અને બરકતી બાલ પોતાની પાસે રહેવા જોથએ એમ સમજી એક એક સરવે જાણે ખેંચી લીધો આથી જોતજોતાંમો તેની દાહાડી બોડી રોડી થઇ ગઇ અને મીયાં તો તાજુબી અને આફતમાં દીવાનો બની ગયો. હવે તે ગામમાં એક ખીમજી પટેલ કરીને મુસલમાન હતો તે પોતાના ગામના ગરાશીઆઓ સાથે અગત્યના કામસર બીજે ગામ ગએલો હતો તેથી તેનાથી ઇદના તેહેવાર ઉપર ઘર આગળ વખતસર આવી શકાયું નહિ પણ જયારે તે બિજે દિવસે ઘેર આવ્યો ત્યારે તેની ઓરતે કહયું કે "અએ પ્યારે! ગાંવ કે સબ મુસલમાન

ઇદકે દિન બરકતી બાલ અપને ઘરકો લાએ ફકત આપ રહે ગએ ઐસા બરકતી બાલ ખસુસ કરકે અપને ઘરમે રખનેકુ લીઆના ચાહીએ" ખીમજી પટેલ તે ઉપરથી પેલા બોડા અણઘડને ત્યાં ગયો પણ ત્યાં જઇને જુએછે તો એક પણ વાળ દાહાડીએ મળેજ નહિ તેથી તેણે મીયાંનું માથું કાપ્યું અને ઘેર લાવી પોતાની ઓરતને આપ્યું. તે બોલ્યો "અબ તો બાલ નહિ હે સબ લોક લે ગયે. એ શીર તેરી પાસે રખ જબ બાલ આવે તબ તોડકે બરકત તેરે પાસ રખના."

હવે મોલવી સાહેબે વિચાર કરયો કે આ લોક કેવળ અજ્ઞાન છે અને દેખાદેખી કરેછે. પેલા અણઘડનું માથું કાપી નાંખતાં એ મુખ લોકોએ કંઇ વિચાર ન કરયો તો તેમના વચ્ચે વસવું એ ઘણું જોખમ ભરેલું અને વખતે કોઇ ઉસ્તાદ મળ્યો તો જેવા હાલ પેલા અણઘડના થયા તેવા મારા પણ થાય એમાં કંઇ તાજુબી જેવું નથી એમ વિચારી તે મધ્ય રાતે છાનો માનો વણજો માપી ગયો.

**સાર**—જયાં અજ્ઞાની લોકો વસેછે ત્યાં જ્ઞાની-ગુણ-વાનની કંઈ કદર પીછાનવામાં આવતી નથી. જેઓ ઓછા

જ્ઞાની હોય છે તે મુર્ખ લોકોની પાસે પોતાની પંડીતાઇ બતાવે છે પણ જ્યારે કોઇ પંડીત આવે છે ત્યારે પોતે પડી ભાગશે એમ જાણી તેનું માન ભંગ કરવાને જુકતી કરેછે પણ ખાડો ખોદે તે પડે તેમ તે અંતે પડી ભાગે છે. એક બીજાની સરસાઇને માટે અને બીજાની ચઢતી જોઇ અદેખાઇ મનમાં લાવનાર સખસ કેવાં કેવાં તરકટ કરેછે તે બધું દાખલારૂપે બતાવવાને ઉપલી વાત રચીછે. માટે જ્યાં ઘણા ધર્મંધ અને ગાડરીયા પ્રવાહ જેવા લોકો હોય ત્યાં પંડિત પોસાતો નથી પણ અજ્ઞાન પોસાય છે. ધર્માંધ લોકો કેટલા ધર્મ ઘેલા અને ઝનુની હોય છે તે પણ આ વાતમાંથી બરાબર જાણી શકાય છે માટે દરેક વાંચનારે સારાસાર લેઇને ચાલવું એવી આ વાતની નશીયત અને અમારી ભલામણ છે તેમ કરતાં માણસ પોતાને વધારે મજબુત બનાવી શકશે.



## દોહારો.

દંફાસ બડાઇ હાંકતા કરવો ખુબ વિચાર,  
એવા સેર માંથે મળે પામો કેવી હાર.

એક વખત દીલ્હી શેહેરમાં મીના બજારમાં એક ચોતરા ઉપર બેશી એક બે અજનવી સખસો પોતાની વડાઇની ડીંગ મારતા હતા. એક જણે કહયું "ભાઇ શુ કરીએ આજે આવી મુશ્કલીસી છે પણ કોઇ વખત અમારે ત્યાં અમીરી હતી તેવી કોઇને ત્યાં હશેજ નહિ. મારા બાપના કાકા પાસે બે સુમાર ખજાનો હતો અને તેની પાસે એવડું મોટું ઘોડાસર (ઘોડસલ) હતું કે તેની લંબાઇનો વીસ્તાર ઉત્તરથી દક્ષીણ જેટલો મોટો હતો અને તેમાં લાખો ઘોડાઓ રહેતા હતા. " બીજા સખસે આડ ફાંસની વાત સાંભળી તેને જવાબ આપ્યો" ખરૂં છે ભાઇ! એ તબેલાની મેં પણ મારા મોટા બાવાની પાસેથી તારીફ સાંભળી હતી પણ તું જાણે છે મારા મોટા બાવા પાશે એક ભાલો હતો તેને જયારે તે ફરવતા ત્યારે તેને વીસ્તાર પુર્વથી પશ્ચિમ સુધી પોચે એટલો થતો હતો! પ્રથમ બોલનાર સખસે ચીરડાઇને કહયું "ભાઇ તું તો ખરેખરો તોપ મારૂં જણાય છે!" બીજા સખસે ઠંડે પેટે જવાબ આપ્યો "કેમવારૂં, એમાં તોપ શેની! પ્રથમ બોલનાર સખસ "તોપ નહિતો બીજું શું! એટલો મોટો ભાંલો થાય કેમ? અને કદી એટલો મોટો હતો તો તેને રાખવાની જગ્યા પણ કયાંથી મળે!" પેલા સખસે કહયું

ત્યારે તને ખબરજ શું છે! એ ભાલો તો તારા કાકાના તબેલામાં રાખવામાં આવતો હતો! કેમ કે એ ભાલાનો વીસ્તાર તારા કાકાના તબેલા જેવડો હતો!! પેલો તોપ મારૂ આ સાંભળી સરમીંદો પડી ગયો અને તેના પાસેથી ઉઠીને ચાલતો થયો.

**સાર**—ઘણા માણસોને પોતાની વડાઇ હાંકવાની બહુ આદત હોય છે તે અજાણ્યા અને ભોળા માણસો તો સાચી માને છે પણ એ ખોટારૂં ઉસ્તાદ મળતાં ઉઘાડું પડે છે જગતમાં ખુદાએ શેરને માથે સવાશેર પણ પેદા કરયા છે માટે આ નઠારી ટેવ લોકોએ છોડી દેવી અને બહુ સાદાઇ રાખવી મોંએ ફુલ હાકવાથી કઇ મોટાઇ મળતી નથી. પણ સાલસપણાથી વિવેકથી અને વિદ્યારૂપી ધનથી એની મેળે મળે છે. દ્રષ્ટાંતરૂપે સમજાવાને માટે ઉપરની વાત અમે અત્રે દાખલ કરી છે એવી બીજી ઘણી છે તે દરેક ઉપરથી નશીયત લઇને જગતમાં જેમ લોકો સારો કહે તે રીતે વરતવું.

---

## દોહોરો.

એકથી એક સઉ સરસ છે દુનીયા નથી ખાલી,
ચડીયાતા એક બીજાથી ચતુર લેજે ભાલી.

હીંદુસ્થાનમાં લખનોરી ઠગો બહુ વખણાયછે ત્યાંના જેવા ચાલાક ઠગો આખા હીંદુસ્થાનમાં કોઇ ઠેકાણે મળીઆવવા બહુ મુશકેલછે એક વખત લખનોરમાં એક ઠેકાણે કેટલાક લોકોની સભા મળી હતી તેની અંદર બે સખશોએ પોત પોતામાં સરત બકી કે આપણે બેડીંગ મારવી તેમાં જે સખશ જેને ખોટો પાડે તે જીતે ખોટા પડનાર સખશ (હારનારો) એકશો દીનાર હારે, તે જીતનારને મળે આ પ્રમાણે એ કરાર કરી તે બે માંના એક સખસે પેહેલા ડીંગ મારવા માંડી તે બોલ્યો કે "આજથી દસેક વરસની વાત ઉપર મારા બાપ પાસે એક હાથી હતો, તેની ઉપર અમે નાની અંબાડી ચઢાવેલી હતી, તેમાં માટી નાંખી લોકો પાસેથી અનાજ વેચાતું લઇ વાવતા અને તે ઉપર પાણી છાંટતાં તેથી અનાજ પાકતું જે અમારા આખા મોહોલાને પુરૂ પડતું હતું આ રીતે અમે અંબાડી ઉપર વરસમાં બે વખત અનાજનો પાક ઉતારતા!" બીજો સખસ જબરો ઉસ્તાદ હતો તેણે કહયું કે" ભાઇ તારી વાત બીલકુલ ખરી છે! એ મેં મારી આંખે જોયું છે! પણ એ વખતે મારો બાપ જે દાણાનો વેહેપારી હતો તેની પાસેથી રૂપીયા પચાસનો દાણો તારો બાપ ઉધાર લેઇ ગયો છે

તેના રૂપીયા હજુ મળ્યા નથી કારણ મારા બાપ ગુજરી ગયા પછી કોઇએ તેની ઉઘરાણી કરી નથી. "પેલા ડીંગ મારૂંએ આ વાત સાંભળી વિચાર કરયો કે જો હું ના કહીશ તો સરત પ્રમાણે એકસો આપવા પડશે તેમ ધારી પેલા સખસને રૂપીયા પચાસ આપી ત્યાંથી રૂખસદ લીધી.

**સાર**—પાછળ અમે કહી ગયા તેમ જગતમાં એક એકથી ચઢતા થવામાં સાર નથી. સરત બકવી એ કામ જોખમ ભરેલું છે. આપણેજ જીતીશું એ ભરૂસા ઉપર રહેવું નહિ, કેમ કે આપણાથી વધારે ઉસ્તાદ અને જોરાવર સખસો જગતમાં કેમ નહિ પડયા હોય! અલબત ઘણાય પડયા હશે કેમકે કુદરત શેરને માથે સવાશેર તો પેદા કરેલાજ છે! માટે શરત બકવાનાં સાહસ કરી ખશીયાણા પડવું અને ગાંઠનું ગોપીચંદન ખોવું એવા ધંધાથી દુર રહેવું તેમાં સાર ને શોભા છે.

---

## દોહોરો.

કરમ આપે ઇશ્વર હર વાતે સુખીયો થાય,<br>
અકલ કરમની સાથ છે કદી ન દુખીયો થાય.

કાશી શેરથી ઉતર દિશામાં થોડે છેટે વીનજોગુ કરીને એક નાનું ગામ ગંગા નદીની ઉપર હતું. તેમાં સુખરામ કરીને એક જુવાન બ્રાહ્મણ રહેતો હતો. તેના સાથે તેની પતિવ્રતા સ્ત્રી અને ઘરડી સાસુ શિવાય કોઇ ન હતું. તેને પાછલી રાત્રે ઉઠવાની ટેવ હતી. એક સવારે તે વેહલો ઉઠીને ખરચુ જતો હતો. તેવામાં તેની પુંઠે એક વાછડો લાગ્યો, તેણે તેને ઘણો હેરાન કરયો. બ્રાહ્મણે જાણ્યું કે વાછડાનો રસ્તો નહિ કરૂ તો સુખેથી ખરચુ જવા નહિ દે. તેથી તેણે લાગ જોઇને વાછડાને પકડી લીધો અને તેની કોટે લટકતા દોરડાથી એક ઝાડના થડે તાણી બાંધ્યો. પછી સુખે ખરચુ પાણીથી ફારગત થૈ ગંગા સ્નાન કરી મહારાજ ઘેર પધારયા. આ વાછડો તે ગામના એક વાણીયાનો હતો. તેને ઘેર દુઝણી ગાય હતી. વાછડો છુટીને નાશી જવાથી ગાયે બહાં બહાં કરી મુકયું! વાણીયણે જાણ્યું ગાય દોવાનો વખત થયો તેથી ગાય વાછડાને બુમો મારેછે. તેથી ઘરમાંથી દુણી લઈ વાછડાને છોડવા ગઇ તો વાછડો મળે નહિ વાણીયણે કહયું "હાંભલોછો કે લલવાના બાપા!" વાણીએ કહયું "ચમ છે અલી! આખી રાત મને જંપવા દીધો

નથી હવે તો લગાર ઊંઘવાદ!" એમ કહી તે વળી સુતો વાણીયણ ગાય પાસે દુણી લઇને દોહોવા ગઇ. ગાયે લાત મારી દુણી ફુટી ગઇ અને વાણીયણ ધીબ લેતી જમીન ઉપર પડી ગઇ. આ ગરબડાટ અને ધડાકાથી વાણીયો ઉઠયો અને જુવે છે તો તેની "અલીવિલે ગએલ મોંએ ધીમે રહીને ઉઠે છે." ચમઅલી તું પડી ગઇ? દુણી ભાંગી નાંખી; એટલી બધી શી ઉતાવળ વહી જાય છે!" વાણીએ પાસે આવીને કહયું. બળ્યું! જોતા કરતા નથી ને તમે તો મને જ્યારે ત્યારે લડલડજ કરોછો. ગાયે લાત મારી મારો પગ ભાગી ગયો વાછડો છુટીને નાશી ગયો છે ગાય અડવા દેતી નથી. આ રહયું લ્યો ત્યારે મારે એવડી શી ગરજ છે" એમ કઇ તે ઘરમાં જઇને ખાટલાપર સુતી. વાણીએ આમ તેમ જોયું પણ વાછડો નજરે ન પડયો તેથી" અલી! એમાં તને રીસ ચઢી કે! ઉઠ ચાલ વાછડો ખોળી કાઢીએ! વાછડા વગર ગાય દોવા નહિ દે." વાણીયણ ઉઠી બન્ને જણે ગામમાં જ્યાં ત્યાં ખોળા ખોળ કરી મુકી. નાનું ગામ એટલે બધાંના જાણમાં વાત આવી ગઇ કે ફલાણા શેઠનો વાછડો જતો રહયો છે. વાણીઓ વાણીયણ શોધતાં સોધતાં

પુછતાં પુછતાં સુખરામના ફળીયામાં આવ્યાં સુખરામની સાસુ દાતણ કરતી હતી તેને પુછ્યું "વેવાણ તમે અમારા વાછડા ને જતાં આવતાં જોયા છે?" સુખરામની સાસુ ઘરડી છતાં મશ્કેરી ખોર હતી. તેણે જવાબ દીધો "શેઠજી મેં તો જોયો નથી પણ મારા જમઇ સુખરામ અગમ-નીગમ જાણે છે માટે તેમને પુછો તે બતાવશે." વાણીએ જઇને સુખરામને પુછ્યુ "કેમ ગોર મહારાજ! તમારા ધ્યાનમાં કંઇ આવે છે? મારો વાછડો મળશે?" બ્રાહ્મણે વિચાર્યું હુંજ વાછડાને બાંધી આવ્યો છું આપણે તો જાણી એ છીએજ સાસુ મશ્કરી કરેછે આ વખત તેને છોભી પાડવાનો ઠીક છે. વાણીયો પણ લાગમાં આવ્યો છે. ઘરમાં પણ કટા કડીનો વખત છે માટે પાંચ દસ કુટી કાઢવાને જુક્તી કરી જોઉ, વાણીઓ ગરજાઉ છે તે વખતે હા પાડશે. વાછડો છુટીને નાશી નહિ ગયો હોય તો આપણી વાત રહેશે. તેથી તેણે વાણીયાને કહ્યુ 'શેઠજી! તમને આસ્તા હોય અને માતાજીના થાલ માટે રૂપીયા દશ હમણા મુકો તો માતાજી પોતાનું પારખુ દેખાડશે." વાણીએ ધાર્યું કે રૂપીયા દશ તો બહુ ભારે છે પણ ગાય વાછડા વગર અડવા દેશે નહિ, વીસ રૂપીયાની

કીમતની દુઝણી ગાય ઉચી જશે, છોકરાં દહીં દુધ વગર રહેશે નહિ અને બીજી ગાય લાવવી પડશે તેના કરતાં દસ રૂપીયા ગયા તો બરજાનમ! ગાય પણ વાછડા વગર મુઝાશે અને એવા રૂપીયા તો ઘણાયેમાંથી કુટી કાઢીશું! હંહરિ! "ઠીક ગોર મહારાજ કબુલ છે." બ્રાહ્મણે ઘીનો દીવો કરચો. ગુગળનો ધુપ કરયો અને આંખ્યો મીચી હોઠ ફરફડાવા લાગ્યો. થોડી વારમાં શરીરે કંપી ઉઠયો અને ધુણીને બોલવા લાગ્યો "શેઠ! તું મારા ભગતને દ્વારે આવ્યો છો માટે હું તારા ઉપર પ્રસંન છું. જા તારો વાછડો હમણાંજ જડશે. વસ્તા પટેલના ખેતર પાસેના કોતર આગળ એક ઝાડના થડે તેને કોઇએ બાંધ્યો છે. થાળના રૂપીયા ૧૦) હમણાં મારી આગળ મુકીને જઇશ તો વાછડો બાંધેલો હશે અને એમને એમ જઇશ તો તે ત્યાંથી ગુમ થઈ જશે." વાણીયાને વિશ્વાસ આવ્યો તરત રૂપીયા મંગાવી માતા આગળ મુક્યા અને વાણીયાનો ભત્રીજો દોડી ગયો તે વાછડો છોડી લાવ્યો. ગામમાં આ ચમત્કારની વાત લોકોએ જાણી, સુખરામની તારીફ કરી સુખરામની સાસુએ કરી તો મશ્કરી પણ યક્ષ પારખુ જોઇ તે તાજુબ થઇ. સુખરામે પોતાના મનમાં

સાસુનો ઉપકાર માન્યો અને અણધારયો તડાકો તંગ હાલતમાં પડતાં ઘણો ખુશી થયો.

આ બનાવ પછી કેટલાક દિવસે તે ગામના નગર શેઠની પુત્રી પોતાની સાહેલીઓ સાથે પોતાના બાપની વાડીમાં ફરવાને ગઇ હતી. એ વાડીમાં એક જુની વાવડી (વાવ પગથીયાં વાળી) હતી તેમાં નાહાવાને તેઓ ઉતરયાં. શેઠની પુત્રીએ વાવડીની એક ફાટમાં પોતાના દાગીના મુકયા. કેટલીક વારે તેઓ નાહાઇ ધોઇ અંગ સાફ કરી કપડાં દાગીના પેહેરી તઇઆર થઇઓ. શેઠની પુત્રીએ પોતાના દાગીના શોધવા માંડયા પણ પેલી ફાટ તેને યાદ આવીજ નહિ. તે અને તેની સાહેલીઓ સોધી સોધીને થાકીઓ પણ સરત ચુક થઇ જવાથી નજર આગળ દાગીના છતાં તે ઉપર નજર જાયજ નહિ. શેઠની પુત્રી ગભરાઇ, તે રડી પડી અને તેની સાહેલીઓ ઝંખવાણી પડી. શેઠે વાત જાણી દાગીના કિમતી હતા અને તે વેવાઇના હતા. તેને બમણા આપતાં પણ વેવાઇનું મન નહિ માને તેમ સમજી શેઠ પણ દલગીર થયા. એટલામાં એક જણે કહ્યું શેઠજી આપણા ગામમાં સુખરામ ભટને માતા હાજરા હજુર છે! પેલા ધનવાનદાસનો વાછડો જતો રહયો હતો

તેનો પત્તો એમણે બતાવ્યો હતો." શેઠે કહ્યું "હા, હા, તમે ઠીક યાદ આપ્યું. મને એ વાત ગમી." તુરત એક પાલખી સુખરામને તેડવાને મોકલી. "સુખરામજી! ચાલો તમને નગર શેઠજી તેડે છે;" કેમ ભાઈ મારૂં ત્યાં શું કામ છે? એમનો ગોરતો ખોખલો પડયો છે." સુખરામે જવાબ દીધો. 'શેઠની ચતુરબાના દાગીના ખોવાયા છે તેનો પત્તો મેળવવાને તમને તેડે છે," ચાકરે કહ્યું. સુખરામે વિચારયું આપણે તો એકનું બે નથી જાણતા! વાછડુ તો મેં બાંધયું હતું તેથી મેં કહયું પણ આતો પુરી ફજેતી! જો નહિ જાઉતો કહેશે માન માગે છે! તડાકો તો મોટો છે! પણ એમાં તો કંઇ આપણું નાખ્યું પોંચે તેમ નથી! લોકો પણ ખરેખરા વેહેમી અને સ્વાર્થી છે! તેઓ જાણતા નથી કે હું તો કાળા અક્ષરને કુટી મારૂં તેવો છું! ખેર! હરિ હરિ! જે થવા કાળ હશે તે થશે! લખમી ચાંલો કરવા આવી છે તેને ના કેમ કહેવાય ! એમ કહેતા કને સુખરામજી તો પાલખીમાં ઝટ લેતે બેસી ગયા. જોત જોતાંમાં પાલખી નગર શેઠને બારણે આવી પોંચી. ત્યાં શેઠજી વગેરે તેમની વાટ જોતાં ઉભાંજ હતાં. સુખરામને શેઠે ઘણા ભવથી નમન કરયું અને ઘરમાં લેઇ જઇ ગાદી તકીયે બેસાડયા. સુખરામે આશીરવાદ દીધો. શેઠની પુત્રીએ આવી

નિચી વળીને સુખરામના આગળ માથું નમાવ્યું. સુખરામે કહ્યું "કલ્યાણ થાઓ! ઉઠ બેન!" જેવી તે ઉઠવા ગઇ તેવી તેણે પેહેરેલી તંગ ચોળી ચઇડ કરતી ફાટી. આ કઉતક જોઇ સુખરામથી અચાનક બોલાઇ જવાયું કે "ફા ટ" આટલું બોલતાં બોલતાંમાં સુખરામે પોતાની ફજેતી થશે એમ જાણી જીભ પાછી વાળી લેવા માંડી એટલામાંજ વચ્ચે શેઠની પુત્રી બોલી ઉઠી સુખરામને વધુ બોલતાં અ-ટકાવી કહ્યું. "બસ! બસ! મહારાજ હુ શમજી! સમજી! બાપા માણસને મોકલો વાવડીની ભીંતની "ફાટ" માં મેં દાગીના મુકયા છે. હવે મને બરાબર યાદ આવી." તરત શેઠનાં વિશ્વાસુ માણસ દોડયાં જોત જોતાંમાં વાડીએ જઇ પોચ્યાં અને બતાવેલી જગાએથી દાગીના લઇને ઝટપટ પાછા આવી શેઠજીની સનમુખ મુકયા. આ ચમત્કાર જોઇ શેઠ શેઠાણી અને તેની પુત્રી વગેરે ઘણાં ખુશી થવા સાથે તાજુબ થયાં. સુખરામ પણ ચોળી ફાતવાના કૌતકમાંથી તલેસમાતી બનાવ બનેલો જોઇને અને પોતાને કંઇ બોલવું પડયું નહિ પણ પરભારયોજ ખુલ્લાસો થઇ ગયો તેથી ઘણો ખુશી થયો. શેઠજીએ સુખરામનો મોટો ઉપકાર મા-નયો અને સાલ પાઘડી સાથે એક હજાર રૂપીયા બક્ષીસ આપ્યા. સુખરામે ભાગ્યના આ ફેરફારને માટે પ્રભુનો

ઉપકાર માન્યો કે હે પ્રભુ! કયાં ચોળીનું ફાટવું !કયાં મારા મોંમાંથી એ તલેસમાતી હરફનું નીકળવું અને કયાં ગુમ થયલા દાગીનાનો પાછો પત્તો લાગવો! ખરેખર! આ વખતે ઇશવરે મારી સહાય કરી છે. પ્રભુની કળા નયારી છે એમ વિચારી તે સરવને આશીરવાદ આપી પાલખીમાં બેસી પોતાને ઘેર ગયો. બીજી વખત બનેલા આ મોટા બનાવથી ગામમાં અને તેની ફરતાં બીજાં ગમમાં સુખરામને દેવી પ્રસંન છે અને તે મોટા ચમત્કાર બતાવે છે તેની ખબર ફેલાઇ ગઇ. ખુશી થયલા શેઠજીએ તો કાશીના દરબારમાં સુખરામ ભટની તારીફનો એક રૂકો પણ લખી મોકલ્યો. આ રીતે એક કુગ્રામમાં પડેલા અને મહામેહેનતે ઉદર નીરવાહ કરતા સુખરામને ભાગ્ય દેવીએ કેટલા બધા નવાજેયા તે વાંચનારને નીચેની હકીકત ઉપરથી તાજુબ પમાડશે.

એક વખત ચાળીસ ચોરોની મંડળીએ મળી વિચાર કરયો કે લોકોમાં એવી કહેવત ચાલે છે કે "મારવો તે હાથી ને લુટવો તો ભંડાર" માટે હવે આપણે નાની નાની ચોરીઓ કરવી મુકવી જોઇયે. લોકોને શું કામ દુખી કરવા જારા સરવને લુટે છે માટે રાજાને લુટવો. આ વિચાર

ચાળીસે ચોરને પસંદ પડયો અને અમુક દીવસે કાશીના રાજાનો ભંડાર તેઓ લુટી,તેમાંથી અમુલ્ય કીમતનાં ઝવેરાતની ચાળીસ થેલીઓ લેઇ ગયા. આ મોટી ચોરીથી દરબારનું સર્વસ્વ ગયું એમ કહીએ તોપણ ચાલે. માહરાજ અને પ્રધાનો ઘણા ગમગીન થયા. કોટવાળે ઘણી ધડ પકડ કરી પણ કશો પત્તો લાગ્યો નહિ. જોશી અને પંડિતો પોતાની વિદ્યા અજમાવી ચુકયા પણ ગયલું ધન પાછું મેળવી આપવાને કોઇ શક્તીવાન થયું નહિ. વિનજેનું ગામના સુખરામની તારીફમાં તે ગામના શેઠે જે રૂકો લખેલો હતો તે વાંચીને તે ગામના દફતરની ફાઇલમાં નાખ્યો હતો એટલે આ વખતે તેની યાદ કોઇને આવી નહિ. શેઠ આવ્યા તો નાંખો વખારે એ કહેવત મુજબ સુખરામના રૂકાની બાબતમાં બન્યું હતું તોપણ સુખરામનુ નશીબ હાલમાં વધારે જોરાવર હતુ તેથી આ ચોરી થયાને બે ત્રણ માસે પેલા 'વિનજેણુ'" ગામની મેહેસુલ બાબતમાં ખેડુતોએ મોટો વાંધો ઉઠાવ્યો હતો તેની ફરીયાદ સાંભળવાને મહારાજે જાતે કબુલ કરયું હતું અને ત્યાંના લોકોને પોતાની પાસેના દાખલા પુરાવા લેઇને હાજર થવાને ફરમા નથયું હતું. તે મુજબ એક દિવસ એ કામ મહારાજની હજુરમાં નીકળયુ કામની સુણવણી વખતે દરબા-

રના તરફનો અમુક દસ્તાવેજ ખેડુતોએ રજુ કરયો તે મુજબની નોંધ સરકારી દફતરે જોવાને "વિંજેણું" ગામના દફતરની ફાઇલ પ્રધાને મહારાજા હજુર રજુ કરી તે જોતાં જોતાં મજકુર દસ્તાવેજની લગોલગ "સુખરામ ભટ" ની તારીફમાં ત્યાંના નગરશેઠે મહારાજને લખેલો કાગળ પણ હતો. દસ્તાવેજ અને પત્ર બંને વાંચ્યા. મહારાજાએ દસ્તાવેજને અનુસરી ખેડુતોના માગવા મુજબ નીકાલ કરયો અને પ્રધાનને આજ્ઞા કરી કે "એક મેયાનો મોકલીને 'વિજેણું" ગામના અગમનીગમ જાણનાર સુખરામ ભટજીને અહિં તેડાવો. પ્રધાને મહારાજાને હુકમ મુજબ માણસો મોકલ્યાં. માણસો આવ્યાં ! સુખરામનાં માન વધ્યાં ! પણ સુખરામ આથી ખુશી થયો નહિ તે પોતે કેટલો ભણેલો અને કેટલો ચાલાક છે તે સારી પેઠે જાણતો હતો. તે માત્ર અચાનક ઇશ્વ કરૂપાથી બે વખત ફતેહ પામયો હતો. રાજા રીઝે તો ન્યાલ થવાય અને ખીજયો તો જીંદગીથી જવાય એટલું તે જાણતો હતો. કાશીમાં મોટા પંડિતો ઘણા છે તેમના આગલ હું કોણ માત્ર ! જયારે તે લોકો થાકયા તો મારા જેવો અજ્ઞાન શું કરી શકવાનો છે. આ આફતમાંથી બચવાનો રસ્તો નથી. વાણીયા આગળ તો ગમે

તે રીતે છુટી શકાય પણ રાજા આગળથી કેમ છુટાશે જો તેનુ મનમાનયુ નહિ થશે તો જરૂર મારી નાંખશે. રાજાનો હુકમ નહિ માનું તો જબરજસ્તીથી પણ લેઇ જશે માટે સાપે છછુંદર ગળયું તે રીતે મારા હાલ થયા છે. જઉછુ તોપણ મરવું અને નહિ જઉ તોપણ મરવું. સુખરામે બાયડીને તથા સાસુને કહ્યું આજ સુધી તો માતાજીએ લજા રાખી છે પણ હવે વારંવાર રહેવી કઠણ છે. ગયા વગર છુટકો નથી. તમારો અમારો સબંધ હશે તો આ ત્રીજી આફતમાંથી બચી આવીશ નહિ તો આ તમને છેલ્લા પરણામ છે એમ કહી ગળગળો થઇ સુખરામ મેયાનામાં બેશી કાશી તરફ વાદાય થયો.

કાશીમાં સુખરામની સ્વારી જઇ પોચી. લોકો સુખરામને જોવાને તેમના મેયાના પછવાડે દોડવા લાગ્યા. સુખરામ આવ્યા જાણી મહારાજના હુકમથી પ્રધાને જઇ સુખરામને મેયાનામાંથી ઉતારી હાથ ઝાલી દરબારમાં મહારાજના સિંહાસન પાસે લેઇ ગયો. મહારાજે અને દરબારીઓએ ઉભા થઇ સુખરામને માન આપ્યું. મહારાજે સુખ રામને પગે પડી પોતાની જોડમાં જમણીએ બેસાડયા અને રાજ ભંડારમાંથી જે કીમતી ઝવેરની ચોરી થઇ

હતી તેની હકીકત કહી સંભળવી. આપની પ્રસંશા હમે સાંભળી છે આપ મોટા પંડિત છો અને અગમનીગમ જાણો છો. આપને માતાપ્રસંન છે! આપની તારીફનો પત્ર નગર શેઠે લખ્યો હતો પણ તે વાત હમણાંજ યાદ આવી તેથી આપને તસદી આપી છે. આપની શકતીનો અમને ભરૂસો છે અને જો આપ ચોરાયલું દ્રવ્ય મેળવી આપશો તો તેનો ચોથા ભાગ હું આપને આપીશ. આપ જેવા જ્ઞાનીને મન આ વાત સેહેજ છે. મહારાજનું આ બોલવુ સાંભળીને તથા પોતાને જે ભારે માન મળયું તેથી તે ઘણો ખુશી થયો પણ આ ખુશી અને માન જાજા વખતનુ નથી એમ જાણી તેના મોં ઉપર પાછી ઉદાશી ફરી વળી. મહારાજા ઘણા ચતુર હતા તે તરત કળી ગયા અને પુછયુ "કેમ બ્રહ્મદેવ! આપ કેમ ચિંતા રૂપી સમદ્રમાં ડુબી ગયો છો" સુખરામે વિચાર્યું મહારાજ તેની ઉદાશી કળી ગયો છે પણ હવે કરવું કેમ આ અડીના વખતે મુઝાવાથી વધારે મુઝાવણુ થશે માટે કંઇ રસ્તો કાડવો. કહેવત છે કે અણીનો ચુકયો સો વરસ જીવે માટે હાલ તો અહીંથી છુટી જવું. પાછળથી જેવા પડશે તેવા દેવાશે તેથી તેણે લગાર ગંભીર ચેહેરો રાખી કહ્યું "મહારાજા આપનું કામ ઘણું કઠણુ

છે તે વાતને ઘણા દિવસ થે ગયા છે એટલે ૫ । મેળ-વતાં પણ ઘણા દિવસ લાગશે. ચાળીસ પેલી ગઇ છે માટે ઓછામાં ઓછા ચાળીસ દિવસ સુધી મારે માતાનું અનુસ્ટાન કરવું પડશે. તે માટે ગામથી બહાર એકાંત જગામાં મારે માટે એક મકાન તૈયાર કરાવી આપો તેમાં હુ માતાની સ્થાપના કરી માતાનું આરાધમ કરીશ અને જો આપનું સાચું પુણ્ય હશે તો જરૂર માતાજી પારખુ આપશે. " મહારજે આ વાત કબુલ કરી અને તે મુજબ સુખરામે માથે આવેલું વીઘન વેગળું કાઢી ચાળીસ દિવસ તો ચેનબાજી કરવાને એકાંત જગામાં જઇ પડાવ નાખ્યો સુખરામે જાણ્યું કે ચાળીસ દીવસ પુરા થયા હું કેમ જાણાશ એમ વીચારી રસ્તામાંથો ચાળીસ કાંકરીઓ વીણા લીધી અને બે કોડીયાં પણ મંગાવી પાસે રાખ્યાં. તેણે ભીંત ઉપર માતાજીનું ત્રીશુલ સીંદુરથી કાઢયું અને ઘીનો દિવો અખંડ બાળવા માંડયો. તેને બીચારાને દેવીનુ આરાધન કેમ કરવું તેની તો કંઇ ખબર પણ ન હતી પણ ઇશ્વર ઉપર ભરૂસો રાખી તેનું સ્મરણ બેઠો બેઠો કરયા કરતો અને મધરાતે તે ચાળીસ કાંકરી વાળા કોડી-યામાંથી એક કાંકરી લેતો અને બીજા કોડીયામાં નાખતો

વખતે કહેતો કે "આ એક પુરો થયો" (જીંદગીનો એક દિવસ પુરો થયો) આવી રીતે તે દરરોજ કરતો હતો.

હવે બીજી તરફ પેલા ચાળીસ ચોરોએ ભંડાર લુંટી ઠેકાણે કરયા પછી શેહેરમાં તથા દરબારમાં તેનો પતો મેળવવવા માટે શું શું તજવીજ થાય છે તેની ચોકસી રાખી બાતમી મેળવવા માંડી. વીજેણુંના સુખરામ ભટને મહારાજે બોલાવી તેમની જે તારીફ કરી અને બ્રાહ્મણે ચાલીસ થેલી ચોરાઇ છે માટે ચાલીસ દિવસની મેહેતલ માગી કાશી શેરની બહાર એકાંતમાં માતાની આરાધના કરવા માડી છે એ વાત ચોરોએ બરાબર બાતમીબારથી મેળવી વાકેફ થયા અને સુખરામની હિલ ચાલ તરફ તેઓએ બારીકીથી નીઘા રાખી. તેઓ છુપી રીતે ભરાઇ રહી સુખરામ જે કંઇ કરતો જે કંઇ બોલતો તે જાણી લેતા. આ મુજબ ઓગણ ચાલીસ દિવસ સુધી તેઓએ ઇતેજારીથી નીઘા રાખી પછી તેમણે વિચાર કરયો કે વખતે આપણે સપડાઇ જઇશું. બ્રાહ્મણને માતા પ્રસન થાય અને આપણું નામ લેતો પુરા ભોગ. બ્રાહ્મણનેજ પુરો કરી નાંખીએતો સાલ જાય. ચોરી એતો બાપદાદાનો ધંધો પડયો ધંધો તે કંઇ મહા પાપ નથી અને બ્રાહ્મ-

ણને મારવો એ બ્રહ્મ હત્યાનું મોટું પાપ કેટલા કાળ જીવવાને માટે વોહોરી લેવું. કદિ બ્રાહ્મણને મારી નાંખીએ તો તેને કોણે મારવો. ચાળીસ જણે સાથે મળીને તો મરાય નહીં અને એક જણતો બધાને માટે બ્રહ્મ હત્યાનું પાપ કેમ લે! કદિ લે તો પણ માતાના ભગતને કેમ મરાય! તેનું રક્ષણ દેવી કેમ નહી કરતી હોય! માટે બ્રાહ્મણને મારવા કરતાં તેને મનાવવો એ સારો રસ્તો છે એમ ધારી તેને શરણે ગયા અને બ્રાહ્મણને પગે પડી કાલાવાલા કરયા. બ્રાહ્મણે તેમને કહ્યું.

"કમબખ્તો! તમોએ હરામ ખોરી કરી મને ઘણી મેહેનત" "આપી છે. માતાજીનો તમારા ઉપર પુરો કોપ થયો છે! તે તમને છોડવાની નથી! તમારા પાપનો ઘડો ભરાઇ ગયો છે" "હવે મારો ઉપાય નથી! તમારૂં રંધાઈ ચુકયું છે! પેહેલા" તમે સમજીને મારી પાસે આવ્યા હોત તો કંઇ રસ્તો" "થાત! હવે હું શું કરૂં તેમ છું! તમારા કાલાવાલા" કવખતના છે! જાઓ પાપીઓ તમે તમારૂં લાગ્યું" "ભોગવો! ઉઠો જાઓ તમારૂં કાળું મોં મને દખાડશો" "નહી! "એમ સમય સુચકતા વાપરી તેણે ગુસ્સેથી ચાલીસે ચોરને તર છોડી કાઢયા. બ્રાહ્મણના

આ બોલવાની અસર ચોરો ઉપર અતિશય થઇ તેમણે બ્રાહ્મણનું બોલવું સાચું માન્યુ અને જાણ્યું કે હવે જરૂર આપણું આવી બન્યું મહારાજા આ ગુનો સાંખસે નહિ અને દહાંત ડંડની શિક્ષા કરયા વગર છોડશે નહિ આથી તેઓ એક વખત ફરીને પેલા બ્રાહ્મણને કાલાવાથી અને મોટી લાલચ આપી તેના મનમાં કંઇક દયા ઉપજાવી શકયા. બ્રાહ્મણે વિચાર કરયો કે ધંધો અને શત્રુ ઘડી હાથ આવતા નથી. ભાગ્ય દેવાએ મેહેર કરી છે માટે હરામ ખોરોને જેમ કચરીશ તેમ તે સહન કરશે. દુષ્ટ લોકોએ લાગના છે માટે તેમને આજ જતા કરવા એ કામ "લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં" ધોવા જાય જેવું થાય માટે તે લોકોનું અને આપણું કામ થાય એ રસ્તો હાલ વધારે બંધ બેસ્તો છે. બ્રાહ્મણ લોભાયો! તેણે ગંભીર ચેહરે કહયું "બદમાસો! તમારા કાલાવાલાથી મારૂં મન દયાથી ઘણું પીગળી ગયું છે. તમારા પાપની માફી બક્ષવાને અને માતા રાજાને સ્વપ્નમાં તમારૂં નામ ન દે તે માટે મારે માથે હું ખેંચી લેઉછું પણ તેમ કરતાં મારે મોટો ખરચ કરવો પડશે ઓછામાં ઓછા એક લાખ બ્રાહ્મણને મોં માગ્યાં મીષ્ટાન અને ઉપર અન દક્ષણા દેવી પડશે એટલુ બધું ખરચ અને એટલી બધી

જંજાળ ઉઠાવાને મારૂં ગજું નથી "ચોરો કહે" રૂષિદેવ! આટલી મેહેરબાની કરો અને અમારો જીવ બચાવો તો અમે અમારા કરતાં રૂપીયાની દરકાર નહિ કરીએ "બ્રાહ્મણ ઠીક જો તમારે તમારો જીવ બચાવવાની દરકાર હોય તો હું તમારી દયાને ખાતર તેમ કરીશ. પણ તે પહેલાં તમારે રૂપીયા બે લાખ એ કામ સારૂં આપવા પડશે તે મારે ઘેર અબઘડી પોચાડી મારી સ્ત્રીની પોચ લાવી મને દેખાડો, બીજુ હમણાં એ ખજાનો મને દેખાડો અને ત્રીજુ એ બે કામ કરી તમારે રતોવાઇ અહિંથી ભાગી જવું અને કોઇ વખત કાશીને ફરતા સો કોશના મુલકમાં પાછા આવવું નહિ. આ વાત તમારે શીરસતે કબુલ કરવી તેમાં જો તમો કદીબી ચુકશો તો દેવીનું ખપર તમારૂં શીર છેદી નાંખશે કેમકે તે તમારા ઉપર ઘણી કોપી છે બોલો ત્યારે આ તમારે કબુલ છે? બીનલો વધારે બીએ એ કહેવત પ્રમાણે ચોરો ફરફડી ગયા અને બ્રાહ્મણના કહેવા પ્રમાણે ત્રણે વાત કબુલ કરી. એક જણે ગોગાણીને રૂપીયા પોચાડી પોચ દેખાડી. પછી ચાળીસે જણે જે ઠેકાણે ખજાનો સંતાડયો હતો તે બતાવ્યો અને છેલ્લે તેઓ કાશીના મહારાજાનો મલ્લક પોતાની જન્મ ભુમી હમેશાને માટે રાતો રાત છોડી ચાલ્યા!

આ તાલેસમાતી ચમત્કાર રાત્રે એક સ્વપ્નની માફક બ્રાહ્મણે નજરે જોઓ. પેહેલાં તો આ બનાવ તરફ તે બ્રાંતીથી જોવા લાગ્યો પણ તેણે અતે ચોકસ કરયું કે હું ઉંઘમાં નથી પણ જાગરૂતીમાં છું અને જે કંઇ થયું છે તે ચોકસ અને ખરૂં છે હવે તેને પોતાના કરેલા કામ તરફ વિશ્વાસ બેઠો અને ભાગ્ય દેવીની મેહેરબાનીથી આ ત્રીજી વખત એક જબરી કાવતરા ખોર ટોળી તેને હાથે હમેશ સુધી પાયમાલીને પામી તેને માટે સર્વ શકતીમાનનો ઉપકાર માન્યો અને ચોરોએ આપેલા બે લાખ રૂપીયા તથા મહારાજા તરફથી જે મોટી પાદશાહી બક્ષીસ હવે પછી મળવાની છે તેમાં ફતેહ પામતાં તે ઘણો મગ્ન થયો.

જ્યારે સુખરામની ચાળીસ દિવસની મુદત પુરી થઇ ત્યારે મહારાજા ઘણો ઇંતેજાર થયો તેમજ લોકો પણ રાજભંડાર લુટનાર ચોર કોણ હશે તેનું પરીણામ સાંભળવાને અધીરાઇથી વાટ જોતાં હતાં જેઓ ચોરીનો ધંધો કરતા હતા તેઓ મનમાં ઘણા ધ્રુજતા હતાં કે રખેને પેલા સુખરામ ભુલે ચુકે આપાણું નામ લેઇ સપડાવે નહિ. જેઓ રાજાના ખેરખાહ હતા તેઓ એમ ઇચ્છતા હતા કે કોઇ રીતે એ મોટી ચોરીનો પતો લાગે તો સારૂં દર-

બારના પંડીતો ચીંતા કરતા હતા કે જો ચોરીનો પતો લાગયો તો આપણાં માન ઓછાં થવાનાં. ચોર લો કથી ડરનારા એમ ઇચ્છતા હતા કે જગતમાંથી ચોરી અને ચોર નાબુદ થાય તો સારૂં. આ રીતે કાસીના મહારાજથી લેઇને તેની આખી રઇયત સુખરામ શું કહે છે તે સાંભલવાને વરસાદની પેઠે વાટ જોઈ રહી હતી. અંતે એકતાળીસમે દીવશે મહારાજ સવારના પોહોરમાં ખડી સ્વારીએ કાશી શેહેરની બહાર આવેલા સુખરામ ભટના મંદીરે પધારયા. શેરના લોક તો મહારાજના પધારતા પેહેલાંજ સુખરામની જગાની આસપાસ ભેગા થયલા હતા. મંદીરની બહારના ખુલા ચોગાનમાં મહારાજા દરબાર ભરીને બેઠા સુખરામને માહારાજાએ ઘણા માન સહીત તેડાવ્યા. તે આ વખતે ઘણા આનંદી પણ ગંભીર ચેહેરે દરબારમાં આવ્યો અને મહારાજને આસીરવાદ આપી મહારાજની નજીકમાં ભપકાબંધ બેઠો.

**મહારાજા**—કેમ પંડીતજી! આપનું અનુષ્ટાન નિરવિઘ્નપણે સમાપ્ત થયું?

**સુખરામ**—હા, માતાજીની કૃપાથી અને આપની આસ્થાથી થયું.

**મહારાજા**—ત્યારે જે કારણસર આપને આટલી બધી તસદી આપી છે અને હું તથા મારી રઇયત જે માટે ઘણા ઇંતેજાર છીએ તે ઇતેજારીમાંથી આપ હવે મે હેરબાની કરીને અમને છુટા કરશો!

**સુખરામ**—(ઉભો થઇને) હા. સાંભલો ત્યારે. ભાગ્ય દેવીની કૃપાથી અને મારી જપના પ્રત્યક્ષ દૃષ્ટાંતો ઉપર વીશ્વાસ રાખી મેં આપને માટે ચાળીસ દિવસ સુધી એક ગુપ્ત મહા મંત્રનો જપ કરયો. અંતે માતાએ મને દરશન દીધાં. મારી પાસે ભારે કબુલાત લીધા પછી મને ભંડારમાંથી લુંટી આણેલું દ્રવ્ય કયાં છે તે જગા બતાવી.

**મહારાજા**—(ઘણા ખુશી થઇને) ઇશવરનો અને આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો. પણ “ ભારે કબુલાત લીધી ” એ ભેદ ભરેલું શું વચન છે તે મેહેરબાની કરીને જણાવો.

**સુખરામ**--મહારાજા ! આપને ઇંતેજારીમાં રાખીને આ ભેદ મારે છુપાવ્યાની કંઇ જરૂર નથી પણ માતાની આજ્ઞા આપને જણાવવી દેતા પેહેલાં મારે કેહેવું જોઇયે કે તે આપને શીરસટે કબુલ કરવી પડશે.

**મહારાજા**—માતાજીના વચન હું શીર ચઢાવીશ

**સુખરામ**—માતાજીએ મને કહયુ કે તેં ચાલીશ દીવસ સુધી મારા મહા મંત્રનો જપ કરયો ત્યારે હું તને પ્રસન્ન થઇ છું. કાશીની દક્ષીણ દીશામાં મહાદેવનું જુનુ ખંડેર છે તેમાં એક ગુપ્ત ભોંયરૂ છે. એ એક પથર ખેચેથી ઉઘડે છે. તેમાં રાજાનો ભંડાર અનામત છે. એ ભંડાર ત્યાંથી લેવો તેમાંનું અરધું દ્રવ્ય ધરમ ખાતે ખરચવું. અને મહારાજાએ બાકીનું દ્રવ્ય લેઇ સંતોશ રાખવો. ચોરનું નામ માતાએ મને પણ ન દીધું. મેં તે માટે ઘણી આજીજી કરી પણ માતાજીએ કહયું એ માટે મને વધારે આગરહ કરવો નહિ. મહારાજાએ પણ ચોર લોકોનો પતો મેલવવાને હવે વધારે મેહેનત કરવી નહિ આ ચરચા બંધ કરી મનમાંથી વીસરી જવી. આ મારી છેલ્લી આજ્ઞા છે તેનું જો ઉલંઘન થશે તો રાજની પાયમાલી થશે. આટલું કહી માતા જતા રહયા માતાની આજ્ઞા તરફ જોતાં આપણે રાજ ભંડાર પાછો મલશે તેથી સંતોશ માની ખુશી થવું.

**મહારાજા**—માતાજીની આજ્ઞાનું પાલન કરવું એથી વધારે શંતોશ અને ખુશી બીજામાં હું નથી માનતો. બ્રહ્મદેવ! આપે મારો ખજાનો પાછો મેલવી આપવાને જે રંજ ખેંચી તે માટે હું મારા વચન પ્રમાણે પળી

શ અને જીવંત પરીયંત આપનો ઉપકાર માનીશ. ખજા
નો પાછો મલશે અને તે દ્રવ્ય ધરમનાં કામમાં વરશે
તેથી જગતમાં મારી કીરતી અમર રહેશે એથી મને ઘ
ણી ખુશી થાય છે. ચોરનું મારે કંઇ કામ નથી. ખજા
નો મલવાથી મને સરવ મળયુ છે હું માતાજીનું વચન
શીરશટે પાલન કરીશ તમારે તે માટે નીરભય રહેવું

મહારાજે પ્રધાનને આજ્ઞા કરી કે સુખરામ ભટના
બતાવયા પ્રમાણે ખજાનો લઇઆવો તે મુજબ પરધાને ખ
જાનો આણી હાજર કરયો. રાજા અને લોકો તે જોઇ
ઘણા ખુશી થયા. સુખરામના મો ઉપર ખુશાલીનું તેજ
દેખાવા લાગયું. પંડીતો નિસ્તેજ થયા તેમના માન ઊત
રયા સુખરામના સુખનો શુરય પુરણ પરકાસયો તેના તે
જમાં સરવ અંજાયા મહારાજાએ પોતાની કબુલાત પરમા
ણે દરબારની વચમાં સુખરામનો મોટો શતકાર કરયો
અને તેના ભારે વખાણ કરી ચાલીશ ઠેલીઓ મધયેથી
દશ કબુલાત પરમાણે આપી અને તે ઉપરાત ઘણાક ઘ
રેણા લુગડાં આપી મહારાજાએ તેના વારંવાર વખાણ ક
રી ઉપકાર માનયો. ભેગા મલેલા લોકોએ પણ સુખરામ
ની હુશીયારીના અને તેના ઉપર ઉતરેલી માહારાજાની

મોટી મેહેરબાનીના વખાણ કરયા સુખરામને મહારાજાએ પોતાની દરબારના પંડીતોના મુખયનું માન આપી પોતાની હજુર રહેવાને વિનતિ કરી પણ બ્રહ્મણે વિચાર કરયો કે મારામાં કાંઇ વિદયા નથી. સવારથી બરાહમણો મારા ઊપર વેર રાખી મારાં મુળ કાપવાને રાત દિવસ તજવીજ કરશે. રાજાની હાલતો પુરણ મેહેરબાની છે પણ તેના કાન કાચા એટલે તેને ઉઠતાં થોડી વાર લાગે ઉજલુ એટલું દુધ સમજીને અહીં રહેલું એ મારા જેવા અભાણને ખતા ખાવા જેવું છે. કોઇ રીતે રાજા પાસેથી છુટી જવું એજ મારે માટે સારો રસતો છે. આથી તેણે મહારાજાનો ઉપકાર માની પોતાના સવદેશમાંજ તેને રહેવા દેવાને વિનંતી કરી. વલી તેણે જણાવયું કે મારો વીચાર હવે તિરથ જાત્રા કરી મારા દેહનું સારથક કરવાનો છે. આપની મેહેરબાનીથી મલેલું દરવય મારા કુટબનો નીરવાહ થાય તેથી અતી ઘણુ છે. માટે તે પઇસો સમારગે ખરચવાને મારો વીચાર છે. આપની હજુરમાંથી મારે ઘેર ગયા પછી બીજે દીવસેજ હું તિરથ યાત્રા કરવાને મારા કુટંબ સુધાં વીંજેણુંથી નીકલી જઇશ. સુખરામનો વીચાર તિરથ જાત્રા કરવામાં અને ધરમ ધયાન

ઊપર લાગેલો જોઇ મહારાજે તેને પોતાની ઇચછા મુજબ કરવાને રજા આપી. સુખરામને હાથી ઉપર બેસાડી મોટા માનથી કાશી શેહેરમાં ફરવી "વીનજેણે" વિદાય કરયા તયાં તેમના પતની અને ઘરડાં સાસુ સુખરામ ભટની સાહેબી જોઇને દંગ થઇ ગયાં. ગામના લોકો પણ અજાએબ થયા. પણ જયાં ભાગયનો ઉદય થાય છે. તયાં પુછવું શું. ઇશાવરની લીલા અગાધ છે. તે રંકને રાજા અને રાજાને રંક કરે છે તો સુખરામ કેમ ન થાય સુખરામે કાશીમાં બનેલી હકીકત પોતાના કુટંબ આગલ ઘણા હરખ સાથે કહી સંભલાવી તેથી બધાં ઘણા ખુશી થયાં. સુખરામે તેમના સાથે વીચાર કરયો કે મારૂં ટટું એક અજબ જેવા સજોગો વચે પસાર થઇને આજે અસમાને ચઢીયું છે. અને આજ સુધી તો તમારા બંધાના ભાગયને લીધે પાસો પાંસરો પડયો છે. તેમાં મારી પોતાની કંઇ કરામત નથી પણ ભાગયની કરામત છે. રાજા હાલ તો રીજયો છે. અને અપણને એટલું બધુ દરવય આપયું છે કે આપણાં છોકરાંના છોકરાં ખાશે તો પણ ખુટશે નહી. હવે ભીખ માંગવાના દહાડા વહી ગયા છે. અને સુખે રોટલો ખાઇ પરમેશવરનું ભજન કરવાના દહાડા આવીયા છે. પણ આ

વીનજેણું ગામમાં રહીને તેમ થશે નહી. વખતે આવું જ કંઇ મહાભારત કામ આવી પડશે તો હવે મહારાજા બીજા કોને બોલાવાના છે! કોઇને નહી પણ આ કંગાલ સુખરામનેજ! તે વખતે આપણો દીવશ પાધરો ન હોય અને આપણા પોબાર ન પડયા તો જે લોકો હાલ પડી ભાગ્યા છે તેઓ પોતાનો ઉદય કરવાને મહારાજાની પાસે આપણા અનેક દુર ગુણગાશે. કાનના કાચા રાજા લોકોને ખફા થતાં પણ કેટલી વાર લાગવાની! જે વખતે ખફા થશે તે વખતે આગળની બધી વાત વીસરી જવાના! અને ખીજાયલો રાજા શું ન કરે! માટે હાલ જે કંઇ તમારા બધાના ભાગ્યે આપણને મળયું છે તે જો સુખથી ભોગવવુ હોય તો આ વીનજેણા ગામમાં હવે આપણે વધારે વખત રહેવાની જરૂર નથી પણ કોઇ બીજી તિર્થ ભુમીમાં જૈને વાસ કરવો. લોભ પાપનું મુળ છે, અડધાને મુકી આખાને ધાય તો સમુલુ જાય. માટે હાલની હાલત ઉપર સંતોષ માનવો. આ વાત સર્વની ધ્યાનમાં ઉતરી અને તે પ્રમાણે કરી સુખરામ ભટજી વીનજેણું ગાંમમાંથી હમેશને માટે ઉચાળા ભરી ગયા અને પોતાને મન પસંદ કામ કરી સુખી થયા.

**સાર**—ઉધમ કરમની વાત જેઓએ વાંચી હશે અથવા ઉધમ અને કરમના સંજોગો વચ્ચે જેઓ આવ્યા હશે તેઓ જોશે કે જગતમાં પરમેશ્વરે "જોડ" પેદા કરી છે. ઉધમ અને કરમ બંને સાચાં છે. આ વાતમાં કરમનો ઉપ્ય વધારે છે તો પણ ઉધમને તેમાં વીસારી મુકયો નથી. થોડો પણ ઉધમ કરવાથી ભાગ્ય હોય છે તો વધારે ફળ મળે છે. જો સુખરામે વાછડાને બાંધવાનો ઉધમ ન કર્યો હોત તો તેને વાણીયાએ દશ રૂપીયા આપ્યા ન હોત. લોકોએ નીરઉધમી ન રહેવું પણ ધંધો રોજગાર કરવો. ધંધામાં બરકત ઇજત આબરૂ છે. ધધો કરતાં નુકશાન જાય તેથી ડરીને બેશી ન રહેવું પણ ધંધા પછવાડે લાગ્યા રહેવાથી પરમેશ્વર મેહેનતનું ફળ થોડું કે ઘણું પણ આપેછે. અલબતા કરમ વગરની ખેતી કરે, બેલમરે કામાંદો પડે તેમ કઠણાઇના દીવસમાં જોઇએ તેવી મેહેનત કીધી હોએ તોએ પણ સફળ થતી નથી, તેથી કરી નીરઉધોગી બેસી રેહેવું નહી. કાંઇ કઠણાઇ હમેશા એક માનવી ઉપર ઘર કરી બેસી રહેતી નથી. એનો અવતાર દરીયાની આવતી જતી ભરતી અને ઓટને મળતો છે. તેથી કોઇ દિવસે

આટ તેમ કોઇ દિવસે ભરતી પણ હોય છે વાસતે હર હમેશા ઇથરપર ભરૂશો રાખી પોતાના અંગને કસતા બાકી રાખવું નહીં.

---

## કામ તેવું નામ.

### દોહોરો.

નામ પડે છે કામથી નામથી કામ ન થાય,
ડાહ્યા ગાંડો નામ પણ લક્ષણથી પરખાય.

કાઠિયાવાડમાં વેનદરલા ગામમાં એક નાનજીભાઈ બાજો રહેતો હતો તેનામાં મિઠાની બહુ તાણ હતી. તે જે કામ કરે તે કેવળ મુરખામી ભરેલાં અને ખતા ખાવા જેવાં કરે, તેથી તેને લોકો "ગધો" કહીને બોલાવે આખા ગાંમમાં **"નાનીઓ કીયો તો પેલો ગધો"** એમ કહે ત્યારે લોકો તેને ઓળખે આ નઠારા નામથી તે ઘણો ખીજાય અને શરમાય પણ તે કેટલાક લોકોને વારે ? એક દિવસ તે ખેતરમાંથી ઘેર આવતો હતો તેવામાં તેની નજરે એક માટીનું હાંલ્લુ પડયું તે પાણી ઉંનુ કરવાને કામ લાગશે એમ વિચારીને લેવા ગયો તો તે સોના

મોહોરોથી ભરેલું હતું મુરખ છતાં તે મોહોરોથી અજાણ્યો ન હતો તેથી પીછોડીમાં વિંટી ઘેર લેગયો. તેની બાયડી ચાલાક હતી તેણે આ આયતા મળેલા દલ્લાની વાત જાહેર પડવા દીધી નહી પણ ધીમે ધીમે તેમાંથી તેણે વાડી વજીફો ખરીદ કરયો. પૈસાને લીધે ઘરમાં પણ ઉજળાં મણ આવી. લોકો પેહેલાં તેને **નાનીઓ ગધેડો** કહેતા તે હવે તેને વાડી વજીફાવાળો તથા પાંચ પૈસાના જીવ-વાળો થયલો જોઇ **નાનજીભાઈ** એવા મોટા માનથી બોલાવા લાગ્યા. પણ પાછળ તો પોત પોતામાં **નાનીયો ગધેડો** કહેતા કેમ કે તે વગર તેને લોકો ઝટ ઓળખી શકતા ન હુતા કેમ કે એક વખત જે નામે ઓળખાયો અને બોલાવામાં આવ્યો તે પછી ઘણું ઘણું વિચારીને બોલવા જતાં પણ હૈએ વશેલું નામ હોઠે આવી જતું અને લોકોથી ઘણી વખત તેને અસલ નામે બોલાવેં જવાતુ પૈસાદાર થયા છતાં પણ પોતાને હજી લોકો અસલના નઠારા નામે બોલાવે છે અને ઓળખે છે તેમ વિચારો તેણે પાસેના ગામમાં જૈ રહેવાનો વિચાર કરયો. એક વખત તે પેલે ગામ જતો હતો તેવામાં તેને તરસ લાગી થોડે છેટે એક બા-ગમાં કોસ ફરતો હતો ત્યાં પાણી પીવા ગયો. પાણી પરનાળ

વાટે જતું હતું પાણી પીવાને તેણે પરનાળ પોતાની તરફ ફરવી. આથી પરનાળનું બધુ પાણી તેના ઉપર પડયું. કપડાં પળલી ગયાં અને પાણીથી નવાઇ ગયો. આ તેની મુરખતા જોઇ માળીએ કહયું•કે “અલ્યા ગધ્ધા” આમ પાણી પીવાય કે? આવડો મોટો થયો તો પણ “ગધ્ધોને ગધ્ધો રહયો” નાનજીને માળીનાં તમ તમાં કુવચન સાંભળી ઘણો ગુસ્સો ચઢયો અને પોતાના પૈસાની ગરમીમાં ડોળા ઘુરકાવતો તેના અંગ ઉપર ધશી ગયો અને તેની ગળચી પકડી બોલ્યો “સાલા! તું ગધ્ધો” “તારો બાપ ગધ્ધો! તારી સાત પેઢી ગધ્ધી! લગાર માણસ વિચારી બોલ! સાળા! મને નથી ઓળખતો હું કોણ છું! “માળી જબરો હતો તેણે નાનજીને ધકો મારયો અને છુટો થઇ બોલ્યો અરે બેવકુફ ગધ્ધા! તું આવી મુરખતા કરે ત્યારે તને ગધ્ધો ન કહું તો હું શું કહું! તું ખરેખર ગધ્ધોજ “છે! ગધ્ધો કહ્યા તેમાં એટલો બધો ગરમ શું કામ થૈજાયછે! તું કોણ છો” તે જાણાવની મારે શું જરૂરછે! હું તો તને ગધ્ધોજ જાણું છું! “માળી ને દમથી બોલતો જોઇ નાનજીભાઇ ધીમા પડયા અને વિચારવા લાગ્યા જે હું ગામ છોડી પરગામ જઉ છું ત્યાં પણ” નશીબ બે

ટગલાં આગળનું આગલજ " અહિં આ લોકોને મારૂં નામ" ગધ્ધો " છે તે કોણે આવીને કહ્યું હશે! લાવ્ય પુછું તો ખરો " અલ્યા! માળી, મારૂં નામ ' ગધ્ધો ' છે એ તને કોણે કહ્યું? " માળી કહે છે " તારા કામે! જેવું તારૂં " **કામ તેવું નામ** "! એમા મને કોણ કહે! પણ અલ્યા " ભાઇ હું તને પૂછું છું કે ત્યારે શું તારૂં નામ ગધ્ધો છે? શું તને લોકો એ મોટા " નામથી બોલાવેછે? તું આતુરતાથી મને એમ શા માટે પુછે છે કે " મારૂં નામ " ગધ્ધો છે એ તને કોણે કહ્યું! આ ઉપરથી મને જણાય છે કે તું જ્યાં જતો હઇશ " ત્યાં અહિં કર્યું તેવું મૂર્ખામી ભરેલું કામ કરતો હઇશ! અને તેથીજ વખતે " તને લોકો એ મોટો ઇલકાબ આપી બોલાવતા હશે! જો તેમ ન હોય " તો તું આટલો બધો ગુસ્સેથૈ મને મારવાને ન આવે પણ પોતાની ભૂલથૈ " ગઇ એમ વિચારી ઉલટી માફી માગે. તું જણાયછે તો રૂપાળો રમ પણ " તારાં કામ એવાં એવી ભૂલવાળાં દેખાય છે કે તને લોકો એ નામથી " બોલાવે અને ઓળખે એમાં શી નવાઇ!

નાનજીભાઇ એ વિચાર્યું કે ખરેખર મારામાં મિઠાની તાણ તો હોવીજ જોઇ એ! જો તેમન હોય તો આ માળી મને શું કામ એ મોટા નામથી બોલાવે! બેશક મને પૈસો મળ્યો પણ અકલ ન મળી! તેથી હું પરગામ જઇને રહીશ તો પણ શું થયું! મારામાં જે મિઠાની તાણ ખુદા એ મૂકી છે તે કંઇછુપી રહેવાની નથી માટે પરગામ જૈને શું લાણ કાઢવાનું છે! ત્યાંવળી જેવો નહિજાણતા હોય તે જાણશે અને વધારે બેવકુફ બનીશ. વધારે ફજેતી સાંખવી તેથી થોડી સાંખવી સારી છે. એમ વિચારી મનમાં પસ્તાવો કરતા કરતા નાનજીભાઇ ઘેર આવ્યા અને "સોના સાઠ કરી આવ્યા" આ કહેવત ને ઉલટી કરી આવ્યા એટલે "સાઠના સોકરી આવ્યા" થોડી ફજેતી થતી હતી તેમાંથી છુટવા જતાં બેવડી—વધારે ફજેતી કરાવી આવ્યા.

**સાર**—માણસોએ પોતાની એબ, ભુલ અને મુર્ખતા છુપાવવી નહી પણ સુધારવાને સારા માણસોની સોબત કરવી, માબાપની અને વડિલોની શિખામણ કાને ધરવી અને તેઓ જેમ કરવાને કહે તેમ કરવું સારી કેળવણી લેવી અને સારામાં ખપવાને માટે ઉપાય કરવા. શિખા

મણમાં અને મશ્કરીમાં ગુસ્સો ન કરવો. શિખામણથી નઠારાપણું છોડી દેવાની ચીવટ રાખવી. મશકરીથી શરમાઇ જવું અને ફરીને તેવી મશકરી ન થાય તેને માટે સાવધ રહેવું. જો પોતાની એબ, કુલક્ષણ, મુર્ખતા અને અનાચાર તજવાના ઉપાય નહી લીધા તો પછી લોકો ગમે તેવાં નામ પાડશે! તે સાંભળી ચીઢ પડશે અને શરમ લાગશે માટે આવાનમાંથી એટલો સાર લેશો એવી મારી ભલામણ છે.

## દોહારો.

નાણા વગરનો નાનીયો અને નાણે નાનજીભાઇ,
ઝર વગરનો ઝવેરીયો અને ઝરે ઝવેરભાઇ.

---

## "રાજાને ગમી તે રાણી અને છાણાં વીણતીઆણી"

---

## દોહારો.

જાતકજાત જુએ નહી, ન જુએ મા કે બેન;
સૌ સરખું વ્યભિચારીને, લોક કહેછે કહેણ.

અસલના વખતમાં જોનપુરમાં શેરખાં કરીને એક નવાબ હતો. તે રાજ કાજ સંભાળવા કર્તાં જનાના સંભાળવાને ઘણો શોક ધરાવતો હતો. સુંદર સ્ત્રીઓથી તે પોતાનો જનાનો ભરવાને ઘણો ખાએશમંદ હતો. અને તેઓની શોધમાં તે રાત્ર દિવસ રહેતો હતો. ઇશક આંધળો છે તે નિચ ઉંચ જોતો નથી એક દિવસ તે ઝરૂખામાં બેશી હોકો ગુરગડાવતો હતો તેવામાં એક ઢેડની ચોદ વરસની મનોહર છોકરી ત્યાં થઇ ને જતાં તેણે જોઇ તે પોતાના જોબનના બહારમાં જગતને કંઇ લેખતી ન હતી. તેની હંસના જેવી ચાલથી પુર્ણ ચંદ્ર જેવા તેજસ્વી ચેહેરાથી અને મનહર છટાથી ખુદાવીંદ નવાબ સાહેબનું મન મોહી ગયું અને તેને પોતાની પટરાણી બનાવી જનનામાં રાખવાને મન લોભાયું. પણ તે તો નવાબ સાહેબને મોહની બાણ મારી ચાલી ગઇ. નવાબે તેના પાછળ માણસ દોડાવ્યા પણ તેમને એ છોકરી પાસે જતાં માલમ પડ્યું કે તે રૂપલા ઢેડની છોકરી છે. એક નીચમાં નીચ જાતની છોકરી જાણી તેઓએ તેને જતી મેલી, કેમકે ઢેડની છોકરી હતી તો શું કામ લાવ્યા એટલી અકલ નહતી! એવી રીતે નવાબ સાહેબ ઠપકો આપશે તેમ ધારી તેઓ પાછા ગયા

અને નવાબ સાહેબને કહયું, પોતાનો હુકમ અમલમાં ન મુકયો તેથી ગુસ્સે થયા! "બસ તમારે એ વાતની શી પંચાત હતી! એ વાતનો વિચાર મારે હતો! ભાગજોગે રતન કીચલમાં પડયું તો તેને શું મારા જેવા કદરદાન ત્યાંજ રહેવા દેશે! લાયકને લાયક જગા આપવી એ મારા જેવા નવાબનું કામ છે! આજનો ગુનો પેહેલો છે માટે તમને માફી બક્ષુ છે! પણ ભવિષ્યને માટે ખબરડાર રહેજો! હવે પછી મારા હુકમનું અપમાન કર્યું તો તમને ઘાણીમાં પીલી નંખાવીશ! "નવાબ સાહેબનો આ દમ ઘણો સખત હતો નવાબે વડા વજીરને બોલાવ્યો તેને આ છોકરી સંબંધી વાત કહી વડા વજીરે નવાબની વાત સાંભળી, નવાબને ઘણીક નશીયત આપનારી વાતો કહી પણ તે એકનો બે થયો નહી. તે ઢેડની છોકરીની મોહ-જાળમાં ઘેલો બની ગયો. પુરૂ પેટ ભરીને ખાય નહી! જનાનામાં જાય નહી! કે સુખે નિદ્રા લે નહી! આથી વજીર સાહેબને નવાબની દયા આવી. વજીર સાહેબે નવાબની હજુરના બે ડાહ્યા માણસોને મોકલ્યા. તે બણે ઢેડને એકાંતે બોલાવી બધી વાત કહી સમજાવ્યો, લોભ દેખાડયો પણ ઢેડે કંઇ માન્યું નહી. એકનો બે થયો નહી. જયારે ઢેડ સમજયો નહી ત્યારે નવાબ બહુ નિરાશ થયા.

દિન દિન ઇશ્કના તાપમાં સુકાવા લાગ્યા. આ વાતની ખબર લોકોમાં થૈ. નવાબનું મન ઢેડની છોકરીમાં ચોટેલું જોઇ તેને ગાંડો ઘેલો થઇ ગએલો સાંભળી ડાહ્યા લોકો ઇશ્કને ધિકારવા લાગ્યા શોકીન જુવાનીઆ ઢેડની છોકરી કેવીક રૂપાળી હસે તે જાણવાને અને જોવાને ઇંતેજાર થયા. આખરનો એલી ખુદા! તે મુજબ ખુદાને નવાબની દયા આવી. એક વખતે સવારના પોરમાં નવાબ ઓટલે ઉભો હતો. તેને મેહેલના ઢેડાએ જોઓ. તે ચરચા જાણતો હતો. તેના બાપ દાદાઓ નવાબીમાં સારી પેઠે નવાજેશ લાહતા તેથી તે પોતાને નવાબનો વફાદાર અને ખેરખા લેખે સમજતો હતો. તે જાતે ચાવળો અને બહુ બોલો હતો તેથી નવાબને સલામ કરી અદબ કરી ઉભો રહયો નવાબે તેને આ રીતે ઉભેલો જોઇ વિચાર્યું કે તેને કંઇ અરજ ગુજારવી હશે તેથી નવાબ સાહેબે પુછ્યું—"મહેતર! કયા હૈ કુછ અરજ ગુજારને કી હૈ?" ઢેડો ખુશી થતો લગાર આગળ આવીને બોલ્યો "માબાપ આપનાં ઢેડ, આપનું ઉતરી ગએલું મોં અને લેવાઇ ગએલું શરીર જોઇ મને ખેદ થાય છે." નવાબે કહ્યું—"તુજ સરીખે નેક ઓર વફાદાર કુ ખેયાલ હોવે ઉસમે ક્યા તાજુબીકી બાત હૈ. લેકીન ઇસકા કુછ ઇલાજ તું કર શકેગા." ન-

વાબ પોતા સાથે વાત કરે છે તે જોઇ ઘણો હરખાઇ જતો ઢેડો બોલ્યો—ખુદાવિંદ! મારા લાયકની નોકરી ફરમાવો. મારા પાસે ઘણા ઇલાજ છે. માબાપ! અમે તો ઢેડ પડયા એટલે અમારો કોઇ ભાવ પુછે નહીં' પણ અમે તો મોટા કરામતી અને ધંતર મંતરીયા છીએ." નવાબે વિચાર્યું કે ઢેડ ઢેડને સમજાવી શકશે અને ધંતર મંતરીઓ પણ છે એટલે એને લાલચ આપીશ તો કામ પાર ઉતરશે તેથી કહ્યુ"- અયે ઢેડ! તેરે જાતકી ખીમલા ઢેડકી લડકી બડી ખુબ શુરત હૈ! મેરા દિલ ઓ લડકી પેં હૈં! મેરા દરદકા ઇલાજ ઓ લડકી હૈ! મેરેકુ મિલે તો મુજે આ-રામ હોગા. ઇસ કામમેં તેરા કુછ ઇલાજ ચલેગા! ઔર ઓ લડકીકી સાહાદી મેરે સાથ કરાવેગા તો તેરેકુ ઇસ કામસેં હમ ફરાગત કરેગા! ઇનામમેં તેરેકુ આઠ ગામ દવેંગે. " આ મોટી લાલચની વાત સાંભળી ઢેડનું મન લલચાયું અને નવાબની છાતીએ હાથ મુકાવી તે કંકુની પડી, નાડા છડી અને નાળીએર લઇ લાગલો ઢેડવાડામાં ગયો. ખીમલાનાં બારણાં બંધ હતાં, તેને ઉઠાડયો. તે આંખ્યો ચોલતો બહાર આવ્યો. નવાબના ઢેડાએ વાત-ચીત કરવી મુકી દઇ તેને એક સોટીથી ખુબ ઝાપટી

કાઢયો. ખીમલો અજબ થયો અને કહેવા લાગ્યો "ભાઇ શું કામ મારે છે! મારો શો વાંક છે! કહેતો ખરો! "જ્યારે ખીમલો ખુબ નરમ ઘેંશ જેવો થયો, કરગરવા લાગ્યો, પગે લાગ્યો• અને તેને મારતો મુકે તો તે કહે તેમ કરે એવું જ્યારે કહયું ત્યારે નવાબના ઢેડાએ કહયું "અલ્યા કંબખત ખીમલા! તારી રૂપળીને નવાબ હાબ માગે છે તેને ચેમ આપતો નથી તું નવાબ હાબ ને નૈ આપવાનો તો કેથે આપવાનો અલ્યા આપણે ઢેડને નવાબ હાબ જેવો જમાઇ કયાંથી! બોલ આપવાનો કે નહીં આપવાનો" એમ કહી વળી તેણે સોટી ઉગામી. ખીમલે કહયું.—"ભાઇ હા માટે નૈ આપવાનો આપવાનોજ પણ તારા જેવો કોઇ ઢેડ આવીને કહે તારે કે એમજ આપું નવાબ હાબના જે માણસ આવે છે તે રૂપલી બરાંબર રૂપું આપવા કહે છે તો કોઇ સોનું આપવા કહે છે પણ તેનો શો ભરૂસો. રૂપલી જેવી રૂપલી જાય અને તારા જેવા નાત બહાર મુકવા ઉભા થાય તે જુદુ. "નવાબનો ઢેડો" ઠીક તારે હવે તું રૂપલીને આપવાનો બસ હવે તારૂં, મારૂં અને રૂપલીનું ભાયગ ફરી ગયું. લે આ કંકુની પડી, નાડા છડી અને નાલીયેર આસો વદ અમાંસનાં લગન કેમ લગનનો દહાડો ઠીક ખોલી કાઢયો છે ને"

ખીમલો--"હારે હા ! દિવાળીના દહાડાથી હારો દહાડો કેથે મળવાનો હતો મારી રૂપલીને હવે હદાય દિવાળી! !" બંનેજણ ખુશી થતા જુદા પડયા. ખીમલાએ પોતાની બાયડીને તથા છોકરી રૂપલીને ઉઠાડી આ વાત કહી. તેઓ ખુશી થયા ઢેડવાડામાં વધામણી ફેલાઇ ગઇ ઢેડો નવાબ હાબના હગા થયા જાણી હરખાયા. નવાબ સાહેબને પેલા ઢેડાએ વધાઇ આપી જનાન ખાનામાં, દરબારમાં અને રાજમાં નવાબ સાહેબનાં રૂપલી ઢેડી સાથેનાં લગ્નની વાત પસરી ગઇ સર્વતાજુબ થયા નવાબ અને ઢેડ લોકો ખુશ થયા. સાહાદી થઇ રૂપલી ઢેડી પટરાણી થઇ અને નવાબ સાહેબની મુરાદ તથા ઇશક પાર પડયા.

**સાર**—"ઇશ્કના માર્યા ઠીકરામાં ખાય!" આ કહેવત નવાબ જેવા ઇશકીએ સાચી કરી પણ નવાબ તે નવાબ! "મોટા ચાહે તે કરે નગણે જગ ઉપહાસ, વર્ષા જગ પાલન કરે કદિ કરે જગ નાશ." કવિ દલપત રામનો આ દોહરો વિચારતાં સાફ જણાય છે કે સારૂં નરસું કામ રાજા અને મોટા લોકો કરી શકે છે કેમકે તેઓ મોટા પડયા તેમાં બીજાનો આશરો નહી નવાબે જેમ કર્યું તેમ બીજાએ કરવું નહીં નીચ વસ્તુ ગમે એટલી

રૂપાળી હોય તો પણ તે ઉપર મન લગાડવું નહીં. નીચ તે અંતે નીચ! ભુંડુ ભુંડાનો ભાવ ભજવે એ કહેવત કંઇ ખોટી નથી નિચને અધિકાર, પૈસો કે મોટાઇ મળી તો પણ તે પોતાના નિચ લક્ષણને મુકશે નહીં કુતરૂં ગમે તેવું વફાદાર છતાં તે ખુશી થશે ત્યારે મોં ચાટશે અને ભુખ્યું હશે તો ભાણામાં મોં ઘાલસે. જુવાની કેટલી ખરાબ છે! જુવાની કેવી દીવાની છે તે નવાબ સાહેબની ઉપલી વાતમાંથી વાંચનાર સાર ગૃહણ કરશે. રાજા જેવાને રાણીઓની શી ખોટ! તપાસ કરે તો ઘણી રૂપવંતી કન્યાઓ બરાબરીયામાંથી મળી આવે. પણ કયાં નવાબની મોટાઇ અને કયાં નીચ ઢેડાની હલકી વરણ! જ્યાં બે ચીજનો મુકાબલો થઇ શકતો નથી તો ત્યાં મેળ કેમ થઇ શકે કોઇ નહી અને એક ઢેડની છોકરીને ધિકાર છે એ જીવતરને! ધિકાર છે ઇશકને કે તેની પસંદગી એક નિચ ઉપર ઉતરે છે. ઇશકમાં જાતી અભિમાન બાપદાદાની મોટાઇ અને લોકોમાં થતી બદગોઇની દરકાર જેઓ નથી કરતાં તેઓને હજારવાર ફીટકાર હજો. ઇશ્કની લેજતમાં ઘણાઓએ પોતાના કુલને, પોતાના નામને કલંક લગાડયું છે. ઇશ્કની લેઝતમાં ઘણાઓએ પૈસાની, ઇજતન

અને પોતાના શરીરની કુટુંબની ખરાબી કરી મુકી છે આવા દાખલા શોધવા જઇશું તો આપણા મુંબઇ શેહેરમાંજ ઘણા મળી આવશે. પણ તે બુરા રસ્તાની ખોલ કરવાની કંઈ જરૂર નથી. અમારી ભલામણ એજ છે કે આપણા જુવાનીઆઓ ઇસ્કબાજીમાં ન પડે તેની નિઘા તેમના વડીલોએ રાખવી. આ વાર્તારૂપી નશીયત છે અને તે માટે અજુકતું કંઇ લખ્યું હોય તો તે માત્ર નશીયત ખાતરજ છે એમ સમજી માત્ર સાર ગ્રહણ કરશો એવી ઉમેદ છે.

---

## "ચોરનો ભાઇ ઘંટી છોડો."

---

### દોહરો.

મન ધાર્યું કરવું ભલું, પરધાર્યું દુખ દેણ,
થયું વિમાંસણ ચોરને, સુણી શેઠનાં વેણ.
સાચું સઘળું માનતાં, પરીણામે પસ્તાય,
જુઓ ચોરને વાણીએ, ફસવ્યો કરી ઉપાય.

કાઠિયાવાડમાં એક નાના ગાંમમાં અમરસિ નામે એક ઉસ્તાદ વાણીઓ હતો. તેણે વેપારમાં પાંચ પૈસા સારી રીતે પેદા કરયા હતા તેથી ગામમાં તેની ઇજત આબરૂ સારી હતી. કાઠિયાવાડમાં ચોરલોકોનો ઉપદ્રવ ઘણો હતો, તેથી અમરસિ રાત્રે સાવચેતીથી સુવે એક રાત્ર એક ચોરે વિચાર કરયો કે અમરસિના ઘરમાં પેસુ તો ઠીક દ્રવ્ય હાથ લાગશે. ઇશવર ઇચ્છાથી એ રાતરે અમરસિ સુંચાં ઘરનાં બધાં માણસ ઘોરનિદ્રામાં પડી ગયાં અને ચોરભાઇ તો અંદર પેઠા પણ તેમના ખરખડાટથી અને ગણસારાથી અમરસિની આંખ ઉઘડી ગઇ અને મનમાં પસ્તાયા કે આજે આંખ મળી ગઇ, દિવો બુજાઇ ગયો તેથી કોઇ હરામખોર લાગ જોઇ પેઠેલો લાગે છે પણ જો બુમ મારીશ તો પલાયન કરી જશે અને પકડીશ તો છરી મારી છટકી જશે, માટે "આડે લાકડે આડો વેહ" એ કહેવત મુજબ ઘાટ ઘડવો ચોર પણ શું જાણશે કે અમરસિના ઘરમાં પેઠો તો! માટે જન્મારો તેને મારૂં નામ અમર યાદ રખાવું તોજ મારૂં નામ અમરસિ! તેમ વિચારી શેઠ વાણીયણને

**અમરસી**—"અલી કેમ આજ આટલી બધી ઘોરે છે! દહાડે દહાડે એ ભાન કેમ થતી જાય છે.

આજે અગાસીએ નહાવા ગઇ ત્યાંજ તારા ગળાંનો નવસર હાર મુકી આવી કે? લગાર સરત રાખીએ! કિમતી હાર કંઇ એમ વારંવાર થાય છે કે? જીવની પેઠે જાળવીએ! એ તો ઠીક છે કે અગાસીમાં પડ્યો છે પણ બીજે ઠેકાણે હોય તો પત્તો લાગે કે? હવે સવારના પહોરમાં નોકર ચાકર આવતા પહેલાં લઇ આવજે! શું કહુ છું!!"

વાણીઅણે વિચાર કર્યો કે આજે હું અગાસી ઉપર નહાવા ગઈ નથી. તેમ હાર પેહેર્યો પણ નથી અને અત્યારે આ શું કહે છે. પણ એમાં કંઇ ભેદ હોવો જોઇએ. વાણીઆની જાત ઘણી ચંચલ હોય છે વા-ણીયણ પણ દાહી હતી તેથી કેવા લાગી

**શેઠાણી**—"બળયું એમાં તે તમે મને શું જગાડી! લગાર તો જપવા દો. હાર રહી તો ગયો! ભુલ થઇ તે થઇ અગાશીમાંથી કયાં જવાનો છે!!"

ચોરે વિચાર્યું આજ સકન સારા થએલા! મોટાને ઘેર જાય તેનાં નસીબ પણ મોટાં! નવસરહાર હાથ લાગયો! આપણું કામ થયું! એ હારના એટલા બધા રૂપિયા આવશે કે આપણે ફરીને ચોરીજ નહિ કરવી

પડે! અરે એટલુંજ નહિ પણ સાચવીને વાવરશુ તો છોકરાને પણ ચોરી નહિ કરવા વારો આવે! ભાગય તારી કરામત ઓર છે! તું રંકને રાજા અને રાજાને રંક કરે છે! આજે ભાગય દેવીએ પોબાર પાડયા! વાણીઆ વાણીયણને મોંએજ નવસરહારની વાત કહેવરાવી! શું ઇશાવર કૃપા! હવે બિજા ખાંખાખોળા કરવાની શી જરૂર છે! ઇશવરે આ આપ્યું તેજ બસ છે! અમ વિચારી ઝટ લેતોકને પાછો ફરયો અને અગાસી ઉપર જવાનું બારણું ઉઘાડી ધિમેથી ઉપર ચહડી ગયો. એટલે અમરસી શેઠે ટપલેતેને અગાસીના બારણાની સાંકળ અંદરથી ચઠાવી દીધી. આ વખતે ચંદ્રમાં અસ્ત પાંમ્યો હતો અને ઝાંખી ચાંદનીનો ઉજાસ પડતો હતો. પછી અમરસીએ બીજી જુકતી લગાવી.

**અમરસી**—અલી! જો કોઇ ચોર આપણા ઘરમાં આવે અને અગાસી ઉપર ચઢી હાર લેતોકને ભાગી જાએ તો આપણે શું કરીયે કેમકે આપણી જોડવાલા નેમચંદ વેહેપારીએ તેના ચોકમાં, બીઆં સાફ કરવાને રૂ બીછાવયું છે.

ચોર ચેત્યો કે વાણીએ જાગયો અને હવે ફસાયા પણ તે કહે છે તેમ નીચે જણાય છે. કે ખરેખર રૂ હોવું જોયેઇ! ધન્ય છે વાણીયા તેં બચવાનો ઉપાય તો ઠીક બતાવ્યો!

ભાળો ચોર! અવિચારી ચોર! ઉજળુ એટલું દુધ સમજયો! અને પોતાને અગાસીમાં ઠગાયલો અને ફસાયલો સમજી નિચે રૂજ છે એમ માની કુદી પડયો! નિચે ચોક હતો તેમાં તરતનો કરેલો કોબો હતો અને નીરૂચુનાને કળી-ચુના સાથે મેળવીને ઘુંટયો હતો તેથી તે ઝાંખી ચાંદની માં ઝાંખો સફેત! રૂ જેવો હતો! ચોરના બાર વાગયા. તેનાં હાડકાં પાંસળાં ખુબ ખોખરાં થયાં! હાથ ઉતરી ગયો! પગે લોહી નીકળયું! ઘગડા ભાગી ગયા! અને ચોર બેશુદ્ધ થઇ ગયો! કેટલીક વારે તેની કળ વળી અને વાણીયાને શરાપ દેવા લાગયો! હવે ચોકમાં પડી રહેવું પણ જોખમભરેલું હતું તેથી ચોરે ઘસડણી કરી! તેમ કરતાં બહુ વેદના થઇ તોપણ નિરૂપાએ આ ઘોજારા ચોકને છેલ્લી સલામ કરી લગાર દુર કાંટા-ની વાડ પાસે વડના ઝાડ નીચે જઇ નિરભયપણે ચોરીનું ફળ! હરામનો માળ પચાવી જવાનો સ્વાદ! બીજાને રડવડાવી પોતે મોજ શોક મારવાનો વિચાર રાખવાનુ પરિણામ! કયાં હાર! કયાં રૂ! કયાં ભાગય દેવીનાં વખાણ અને કયાં ઓઇ ઓઇ રે! ઓઈ ઓઇરે! ના દુઃખના પોકાર! આવી કફાડી હાલતમાં પોતાના અવિ-ચારનો અને હરામ ઇલતનો પસ્તાવો કરતો માબાપને

અને ખુદાને યાદ કરતો પડયો છે ત્યાં આગળ **અમરસી** શેઠ ઝાડે ફરવાનો લોટો લેઇને નિકળયા અને અજાણ્યા થઇને ચોરને પુછવા લાગયા અલ્યા ભાઇ તું કોણ છે! અહિં શું કામ પડયોં છે! થા તૈયાર આજ સવારના ઠાકોર સાહેબ કુંવરની વધાઇમાં બધા લોકોને બરફી, જલેબી, કપડાં લુગડાં,ની સોગાત આપવાના છે!! તું પણ ઝટ ચોરા આગળ જઇ પોચ!! ચોરે વાણીયાને ઓળખયો અને તેના ઉપર ખુબ ગુસ્સે થયો અને કહેવા લાગયો કે—

**ચોર**—" અલ્યા નખોદિયા વાણીયા! મિઠા બોલા! તું પેટમાં પેશીને પાલી મારે છે! તું મિઠા બોલો ઠગ છે! મેં તારા બોલવા ઉપર વિશ્વાશ કરયો તો આજે હું તારા હાથે જેર જેર થયોછું! મને તે એટલી બધી શીક્ષા કરીછે કે મને હવે ઉગરવાની આશા નથી! હજુ તારે મને ચોરા આગલ મોકલી કંઇ શિક્ષા કરાવાની બાકી છે! પણ અલ્યા ઠગ હિતેશરી હવે હું તારાથી વધારે ઠગાવાનો નથી! તેં જે નશીયત! તેં જે શિક્ષા મને આપી છે તે મારાં વાસતે ઘણી છે. જે શિક્ષા મને ચોરી બદલ ઇનસાફની કોરટમાં મળે તે કરતાં તેં મને વધારે આપી છે. હવે બસ કર! તારા હાર ઉપર! તારા રૂ ઉપર! અને આ તારી છેલ્લી

વધાઇ ઉપર અવિચારી મારા જેવા મુરખ હશે તે વિશવાસ કરી આ હાલતે પોચશે. હવે તું અહિંથી જા! તને પગે લાગું છું!" એએ કમબખત તારો હાર એ જુઠો તારા કપાસીઆ પણ જુઠા, તારી બરફી જલેબી પણ જુઠી, તેયાં બાકી ઝાટકા ખાવાના હસે.

**સાર.**—ઘણાક ભોળા લોકો! મુરખ લોકો! કાચા કાન રાખી પરિણામે કેવા પસ્તાય છે તે આ ચોરની વાત ઉપરથી ધડો લેશો. કોઇનું સાંભળતા પેહલાં મિઠી અને હિતવાળી વાત કબુલ કરતા પહેલાં તે કહેનાર કેવો સખસ છે તે ઉપર વિચાર કરવો. સ્વારથી લોકો, ફસાઇ ગએલા લોકો અને લંપટી લોકો પ્રથમ આપણને સારૂં સારૂં બતાવી લલચાવી આપણા અંતરમાં પેશી પોતાનું કામ કાઢી લઇ કેવી કઢંગી હાલતમાં લાવી મુકે છે તે ઉપરની વાતથી વાંચનારે ધયાનમાં લેવું.

---

## ભાઈ બેનનું હેત.

### દોહરો.

સગો કહે સગો નહિ, લોક કહે નહિ લોક<br>
સુખ દુખમાં સાહયે રહે, તે નર સગો ખરોજ.

કાઠિયાવાડ પરગણામાં ખીમજી નામે એક વેંહેપાર હતો. તે રૂનો ધંધો કરતો, તેમાં તેણે પચાશેક હજાર રૂપિયા પેદા કરયા હતા. તેની ઉમર હાલ સાઠ વરસ ની થઇ હતી. તેની બૈરી એક છોકરો અને છોકરી મુકીને ઘણાં વરસ ઉપર ગુજરી ગઈ હતી. બીજીવાર લગન કરવાથી પેહેલીવારની બૈરીનાં છોકરાં દુઃખી થાયછે એવું તેણે ઘણેક ઠેકાણે જોયું હતું, તેથી કરીને સંસાર નહિ રરતાં તેણે આ બે છોકરાંને ઘણા પયારથી ઉછેરી મોટાં કરયાં હતાં. હાલમાં છોકરાની વય ૨૦ ની હતી અને છોકરીનું વય ૧૮ નું હતું. બંનેને પરણાવયાં હતાં. લાડમાં ઉછરેલો છોકરો રમતીયાળ હતો. વિસ વરસનો થયો હતો, બાપ ઘરડો થયો હતો. ઘરમાં બાયડી આવી હતી તોપણ તે કંઇ સમજતો નહતો અને સ્વછંદપણે વરતતો હતો. ધંધામાં બીલકુલ ધ્યાન આપે નહિ, લફંગા, વીયસની અને જુગારીઓ સાથે તે પોતાનો વખત ગુમાવતો. ખીમજી તેને ઘણી નશીયત આપતો પણ તે ઉપર તે કંઇ ધ્યાન આપતો નહિ અને વધારે ધમકાવે તો તે નાશી જવાની, કુવે હવાડે પડવાની કે ઝેરખાઇ જીવ આપવાની સામી ધમકી દેતો આથી

ખીમજી કંટાલેચો હતો તેથી તેના નશીબમાં હશે તેમ થશે એમ સમજી તે હવે ચુપ બેઠો હતો. છોકરાના જેવી છોકરી નહતી. લાડમાં ઉછરયાં છતાં તેને ગરીબ ઘર મલવાથી તેને ઘરનો ધંધો કરવો પડતો હતો તેથી તે થર પડી હતી અને ડહાપણથી તથા કેરકસરથી પોતાનો સંસાર ચલાવતી હતી. એ રીતે છોકરા છોકરીમાં અશમાન જમીનનો ફેર હતો. ગરીબ ઘર જાણીને ખીમજીએ છોકરીને પાંચ પઇસાના દાગીના કરી આપયા હતા. કેટલાક વરસ પછી ડોસો ગુજરી ગયા. હવે ખીમજી શેઠની દોલતનો વારસ તેનો પુરો પુત્ર પાનાચંદ થયો. ડોસાની તેને પીડા હતી. તેનાથી પોતાની મરજી માફક ફરાતું હરાતું ખરચાતું કે શોક મરાતો નહતો. હવે તે દોસાના મરવાથી સ્વતંત્ર થયો તેના દોશ્તો તેને વિંટાઇ વળયા અને તેને લુટી ખાવાને તેને મીઠી મીઠી વાતોથી અને મોટી મોટી કમાઇની વાતો કરી તેને મોહ પમાડવા લાગયા. વીયસની મિતરોએ વિયસનમાં ફસાવયો, રંડીબાજ મિતરોએ રંડીબાજીમાં ફસાવયો, એ રીતે અનેક પ્રકારના મિતરોએ અનેક પ્રકારની મોહ જાળમાં ફસાવયો.

ઘરમાં બાયડી ડાહી હતી તેને આ જોઇને ઘણા ગુસ્સો ચડે. તે તેને સમજાવે પણ પથર ઉપર પાણી. બાયડી બિચારી થાકી અને તેના કહેવા પ્રમાણે નકરે તો તેનાં પણ ઠાઠાં ભાગે એટલે તે પણ ભાઇ તેવી બેથેન રહી. દૈવ્યને કરવું તે વરસાદ પુરો ન થયો. કાઠિયાવાડમાં કાળ પડયો અને તે એવો ભયંકર થૈ પડયો કે તેમાં મધ્યમ હાલતનાં હજારો કુટુંબો પાયમાલ થયાં ગરીબતો દેશ મુકીને ભાગી ગયાં પૈસાદાર લોકો પણ મોટી તંગીમાં આવી પડયા હતા. હજી ખીમજી શેઠના ઘરમાં "ભાગ્યું ભરૂચ" એ કહેવત પ્રમાણે કેટલુંક નાણું બચ્યું હતું. આ દુકાળના વરસમાં ખીમજી શેઠના ચિરંજીવ પાનાચંદભાઇને ઘેર ઘણા દોસ્તદારોનો જમાવ થતો અને તેને ભોજરાજ જેવો ઉદાર વિક્રમ જેવો દુઃખ ભંજન કહી ચડાવીને ફાલી ખાતા પાનાચંદની બેનનું ઘર ગરીબ હતું. ખીમજી શેઠ જીવ્યા ત્યાંસુધી તો તેને કોઇ વાતનું દુઃખ ન હતું પણ તેના મરી ગયા પછી ભાઇએ કોઇ દિવસ ભાવ પુછયો ન હતો. બેન પણ રીસમાં અને ગુસ્સામાં વગર તેડી ગઇ નહીં પણ દુકાળમાં તેને પોતાની રીસ ગુસ્સો અને ટેક છોડવો પડયો તેણે પોતાના

ધણીનું અને છોકરાંનું પોશાણ કરવાને પોતાના બાપે આપેલા દાગીના વેચી વેચીને પુરૂં કરયું તોપણ વરસ કંઇ ઠીક પાકયું નહીં લોકોનું સંકટ ઓછું થયું નહીં અને પેહેલા વરસ કરતાં બીજા વરસમા દુકાળની આફ્તજબરી થઇ પડી. જ્યારે ચીથરે હાલ થૈ અને ઘરમાં એક દિવસનું પણ અન્ન રહ્યું નહીં ત્યારે તેણે પોતાનાં છોકરાંને રડતાં જોઇ પોતાને પીયર બાપને ઘેર ભાઇ ભોજાઇ પાસે જવાનું મન કરયું આવી આવી આફતો લોકો ઉપર ગુજરી તોપણ પાનાચંદ શેઠે આંખ ઉઘાડીને જોયું નહીં તેમને ત્યાં નાગા નાફરમાન લોકો આંખમાં ધુળ નાંખીને ખાઇ જાય લૈ જાય પણ માની જણી સગી બેન સાંભરી નહીં. પણ બેન તો ભાઇને ઘેર ગઇ તે વખતે ભાઇ સાહેબ પાનાચંદ પોતાના દોસ્તો અને વખાણનારા હાજી યા હા કરનારાઓની વચમાં બેઠા હતા, કસુંબા કાઢી રહ્યા હતા, ભાંગ ઘુટી રહ્યા હતા, હુકા ગુરગુડાવી રહ્યા હતા અને ઇશ્કને વધારનારી ગુલબંકાવળીની, ઇંદ્ર સભાની સબઝપરીની રમણીક વાતોના તડકા મરાતા હતા અને ઘરમાં પાનાચંદ શેઠનાં ધણીઆણી બપોરના ઠુંગાને માટે સીરોપુરી બનાવી રહ્યા હતાં. ભાઇએ

દુરથી બેનને જોઇ, બેને ભાઇને જોયો અને તેમના થડમાં થઇ ને બેન ઘરમાં ગઇ પણ ભાઇ સાહેબે લુલી હલાવી બેનને આવકાર નહીં દેતાં નિચું જોયું. બેન ઘરમાં ગઇ, ઓરડામાં ગઇ ચુલા પાસે ગઇ ભાભીને મળી. ગમે એટલુ તોપણ પોતાની નણંદ તેથી વિવેકી ભાભીએ નણંદને આવકાર દીધો. છોકરાંની ખબર પુછી. બેન ખુશી થઇ અને ભાભીની સાથે કામે વળગી. રૂંગો તૈયાર થયો, ભાઇએ-પરોણાઓએ-મિત્રોએ-દોસ્તોએ અને નણંદ ભોજાઇએ પણ શીરા પુરી ઉડાવ્યાં અને સહુ જુદાં પડયાં. ભાઇ ઘરમાં આવ્યા. બેને ખબર પુછી અને ઘણે દિવસે આવી તેથી પોતાનો બાપ વગેરે સાંભર્યાં તેથી તેને ઓછું લાગ્યું અને હર્ષનાં આંસું ખરાવ્યાં તે જોઇ ભાઇ કહેછે.

**પાનાચંદ**—લે વળી તું અહીં રડવા આવી છે કે શું? એમ બેન થઇને ભાઇનું ભુડું ચહાય છે કે શું?

**બેન**—નહી નહી ભાઇ! એતો આજ ઘણે દિવસે તને જોયો, બાપા સાંભર્યા અને મારી કંગાલ હાલત વિચારી માઠું લાગ્યું. તું ઘણાં વરસ જીવ અને મારૂં પીયરપનો તું રાખ! મારા બાપનું બારણું તું છે ત્યાં સુધી ઉઘાડુ જોઇ મારૂ દીલ હરખાય છે.

**પાનચંદ**—બાપા મરી ગયા તે કંઇ રડવેથી આવનાર છે! તું ઘણે દિવસે આવી તે તને કોઇએ આવતાં ના કહી હતી! એટલું છતાં તું તારે સાસરે રહે તેમાં શું ખોટું કરે છે! મારાથી તને કેમ ના કહેવાય! છોકરી તો સાસરેજ શોભે! અને તારી કંગાલ હાલત છે તેમાં હું શું કરૂં! તારા ભાગ્યનો વાંક! કે બાપાનો વાંક કે તને સારે ઠેકાણે ન પરણાવી!! ભાઇનું મુર્ખતા ભરેલું, અવિચારી બોલવું અને અસ્નેહાળ પણું વિચારી ડાહી વાણીઆની દીકરીને મનમાં વધારે ને વધારે ઓછું આવ્યુ પણ શું કરે હાલ તેના બાપ ખીમજી શેઠ નથી તેમ સાસરીયામાં એટલું સારૂં નથી તેમાં વળી દુકાળમાં અધિક માસ જેવું એટલે લાચારીથી પણ દુઃખની મારી છોકરાંની દયાને ખાતર પોતાના ભાઇને વળી કહેવા લાગી.

**બેન**—વ્હાલા ભાઇ! તું હજી છેક છોકરવાદ રહયો! તું હજી તારા મારા વચ્ચે ભેદ સમજે છે. જા ભુંડા! તને લગાર શરમ નથી આવતી કે આવી તોછડાઇથી બોલે છે! તારા જેવા તે ભાઇ હતા હશે! ધિઃકાર છે મારા જીવતરને કે આજે ઘણાં વરસે હું તારે ઘેર આવી

ત્યારે મારાં મા બાપની ગેરહાજરીમાં તું મને એક બહારનો માણસ ન કહે તેવાં અસ્નેહાળ વચન કહેછે!

એમ કહી તે બીચારી રડી પડી! ભોજાઇએ નણંદને હઇયાસરખી ચાંપી! પાનાચંદ શેઠને ઠપકો આપ્યો તેથી તેનું મન લગાર ઠેકાણે આવ્યું. પાનાચંદ શેઠ બોલ્યા.

**પાનાચંદ**—લે બેન હું ભુલ્યો! હવે તારે શું કહેવું છે અને કેમ આવી છે?

**બેન**—તારા આગળ કંઇ કહેવું પડે તેના કરતાં મરવું ભલું! પણ શું કરૂં તું માનો જણ્યો ભાઇ છે અટલે તેને કહેવામાં કંઇ નાનપણ નથી.

**પનાચંદ**—ઠીક ઠીક! કહે!

**બેન**—તને ખબર છે કે આપણા જીલ્લામાં બે બે વરસથી દુકાળની આફત ચાલે છે. લોકો પાયમાલ થઇ ગયાં. તેમાં હું પણ ફસઇ ગઇછું ભાણીયા અને ભાણી અન્ન વગર ટળવળે છે! તેમની દયાની ખાતર હું તારે આશરે આવી છું અને તારી પાસે એક ગાડુ અનાજ માગું છું.

**પાનાચંદ**—એક ગાડુ અનાજ! એટલું બધું હું

આપી શકતો નથી! હું કંઇ તારા ધણીને તથા તારાં છોકરાંને ખવડાવવા બંધાયલો નથી! તું વળી સગી બેન છે તો તું એકલી અહિં આવીને ખાઇ જજે પણ તું જેમ આજે ફાટેલાં લુગડાં પેહેરીને આવી છે. તેમ હવેથી આવતી ના! મારા દોસ્તોની વચ્ચમાં તને ચિંથરે હાલ જોઇ મારે શરમાવું પડયું! એવું તું ફરીને કરતી ના! તારે ત્યાં ગમે તે રીતે રહે પણ મને તો શરમાવું પડે છે.

પોતાના ભાઇનાં આવાં ગરવીષ્ટ અને અવિચારી વચન સાંભળી બેનને ઘણો ગુસ્સો ચઢયો તે તેણે ઘણો દાબી રાખ્યો તોપણ તેનાથી બોલાઇ જવાયું.

**બેન**.--ઠીક છે ભાઇ! હું મારા કરમનાં લાગ્યાં ભોગવીશ! હવે હું ફરીને તારે ત્યાં નહીં આવું! તને તસ્દી નહી આપું! તને શરમાવું પડે તેમ નહી થવા દેઉં! તારી આબરૂ તને ભલે વલ્લગી રહો! અને મને મારાં એ ફાટેલાં કપડાં મુબારક રહો! પણ યાદ રાખજે કે જે દોસ્તો તને મળ્યા છે તે તને ફોલી ખાઇ બોખું કરી તને મારા કરતાં બુરી હાલતમાં લાવી મુકશે અને જ્યારે તને ખાલી ખમ થએલો જોશે ત્યારે તને પોતાની ભુલનો પસ્તાવો કરવાને મુકીને ચાલ્યા જશે! ધિકાર છે તારા જેવા ભાઇને

કે તું મારા જેવી કંગાલ બેનના ઉપર કંઇ દયા કરવાને બદલે મને કુવચન કહી સંતાપે છે! યાદ કર કે જે પૈસા ઉપર તું આટલો બધો કુદે છે અને આટલો બધો મગરૂર થઇ ગયો છે તે પૈસા કંઇ તેં માહ્મ કરીને મેળવ્યો નથી! તેં કંઇ મેહેનત મજુરી કરીને એકઠો નથી કરયો! બાપનું પેદા કરેલું ટાઢું અન્ન જમીને તું એટલો બધો મુર્ખ બની મને અપમાન કરે છે કે તેનો બદલો તને પરમેશ્વર દેખાડશે! જગતમાં સુખ દુઃખની છાયડી છે, આજે તું આટલો બધો છકી ગયો છે પણ જ્યારે તારા ઉપર આ તારી અવિચારી ચાલનું વાદલ આવી છવાશે ત્યારે તું તારા મિત્રોને ફીટકાર કરીશ અને આ મારા બોલ ને યાદ કરીશ! બે શરમ! ધિક્કાર છે! તારા જીવતરને અને તારા જેવા મુર્ખ ભાઇને! અભિમાની દુષ્ટ આજથી તને અને આ તારા ગામને મારા છેલ્લા પ્રણામ છે.

એવી રીતે ફીટકાર દઇ બેન ચાલી ગઇ! ભોજાઇ શરમીંદી પડી ગઇ અને નણંદને સમજાવતી કાલા વાલા કરતી પાછળ ગઇ પણ તે પોતાના વચનને વળગી રહી અને ભાભીને તરછોડી ચાલી ગઇ. પાનાચંદ શેઠના મનને તો જાણે એક ફારસ થયો હોય એમ લાગ્યું! બેનના

બોલવાની તેને કંઇ અસર થઇ નહી તે તો જેમ બેન ફીટકાર દે તેમ હશ્યા કરે! શેઠાણી નાણંદની પાછળથી પાછી વળી. ઘેર આવી, આ બનાવથી ગરગળી થઇ ગઇ. રડી ગઇ. તેને પાનાચંદ શેઠ કહે છે અલી તું શું કામ એટલી બધી ગરગળી થાય છે! ગઇ તો ભલે ગઇ! એવી ચીંથરે હાલ કંગાલ તે માંરે બેન ઘટે! એવી બેનથી ન બેન વાળા સારા!!

જ્યારે પાનાચંદ શેઠને ત્યાંથી રીસઇને, નિરાશ થઇ ને, લઢીને, કંકાસ કરીને અને ભાભીને તરછોડી આંખ-માંથી અશાડ અને શ્રાવણની પેઠે આંસુ વરસાવતી ગામથી બહાર નિકળી ત્યારે ખીમજી શેઠની ચાકરીમાં રહેલો પણ હાલ ચાકરી છોડી દેવ ઇચ્છાથી પાંચ પૈસા મળવેથી સુખમાં દિવસ કાઢતો એક વિરસિંહ કરીને રજપુત મલ્યો તેણે પોતાના શેઠની દીકરીને તેના કંગાલ વેશમાં પણ ઓળખી કાઢી. જ્યારે ખીમજી શેઠ જીવતા હતા ત્યારે આ એકની એક મા વગરની દીકરીને કેટલા પ્રેમથી ચાહતા હતા તેને કેવા લાડથી ઉછેરી મોજ મજામાં રાખતા હતા તે વખતની અને આજની હાલત જોઇ તે તાજુબ થયો અને તેના પાસે જઈ.

**વિરસિંહ**—ભલી બેન! બા શું કેમ રડે છે! ખીમચંદ શેઠની લાડકવાઈ પુત્રી આજ તારા આ શા હાલ! તું આમ કયાં જાય છે! ઉભી રહે. તારી ઉદાશીનું તારા દુઃખનું અને તારા કંગાલપણાનું મને કારણ કહે! તને આજે આ હાલતમાં જોઇ મારૂં હૈયું ભરાઇ આવેછે. બેન રડ નહી! છાની રહે! અને મારા આગળ એક ભાઇ લેખે તારા દુઃખનો પડદો ખોલ.

પોતાના બાપનો નિમક હલાલ નોકર જોઇને, તેની ખરી લાગણી જોઇને અને તેને કેહેવામાં કંઇ હરકત નથી એમ જોઇને દુઃખીયારી બેને પોતાનો દીલનો, ઉભરો કાઢયો બધી વાત કહી. આ વાત સાંભળી વિરસિંહ બહુ દુઃખી થયો અને પાનાચંદને તેની હુઝતને માટે ધિકારયો. તે અનેક કાલાવાલા કરી તેને પોતાને ઘેર તેડી ગયો. પોતાની સગી બેન ને જેમ સાસરવાસો કરે તેવી રીતે તે તેણે તેને કપડાં આપ્યાં અને એકને બદલે પાંચ ગાડાં ભરી જુદી જુદી જાતનું અન્ન આપ્યું એટલુંજ નહીં પણ તેને પોતાને ઘેરથી એક રથ જોડાવી પેલાં અનાજનાં ગાડાં સાથે તેને સાસરે વલાંવી. તે પોતાને ઘેર ગઇ છોકરાને ને ધણીને મળીને દુકાળના દોહ્યલા દીવસ એક

પરગજુ પુરૂષે સહાય કરી કઢાવ્યો. તેને માટે તેણે તે ધણીએ અને છોકરાઓએ અનેક આશીર્વાદ આપ્યા. તેઓએ તેને પર ન્યાતનો છતાં પોતાની નાતનો હોય અને સગો હોય એ રીતે માન્યો ખીમજી શેઠની પુત્રી ખુશી થઇ! તેના દુઃખ સામું પરમેશ્વરે જોયું! ગરીબનો બેલી ખુદા કયાં સગો ભાઇ અને કયાં પોતાના પિતાનો નોકર! કયાં ભાઇનો તિરસ્કાર અને કયાં વિરસિંહનો સત્કાર! કુદ્રત તારીકળા, તારી ગતી અને તારી મઝા વિચિત્ર છે! એક માનાજણ્યા ભાઇએ એક બેનને કેવી દુઃખી કરી! ત્યારે એક પર નાતના પુરૂષે તેને કેવી રીતે દુઃખમાં દાલાસો દીધો! ખરેખર આ ચિતાર હૃદય વેધક છે!

દૈવ્ય ઇચ્છા પ્રબળ છે! થાવી કોણ ભુલાવે છે! અને થવાનું તે જરૂર થાય છે એમાં ખીમજી શેઠની પુત્રીને દોષ દવો એ મુર્ખતા કહેવાય. લોકો ભલે તેમ બોલો! પાનાચંદ શેઠને મળેલા સ્વાર્થી દોસ્તો, લફંગા દોસ્તો, જુગારી દોસ્તો રંડીબાઓં દોસ્તો અને વ્યસની દોસ્તોજ તેને ફોલી ખાધો અને ચુશી લીધો અને જ્યારે તેના પાસે એક દીવસનું પણ ઘરમાં ઓરવાનું ન રહ્યું ત્યારે ટપો ટપ રસ્તે પડી ગયા. પાનાચંદે, બાપનાં બેનનાં અને બઇરીના વચન યાદ કર્યા અને પોતાની મુરખા-

મીનો પસ્તાવો કર્યો. તેણે દોસ્તોને બોલાવ્યા પણ કોઇ આવ્યા નહીં, કોઇ સગું થયું નહી! અફીણ વગર પગ પછડાવા લાગ્યા. ભુખના કડાકા થયા, પેટમાં ખાડા પડયા, આંખે અંધારા આવ્યાં, પણ કોઇએ દાદ લીધી નહી. બેનને સમાચાર મોકલ્યા કે પાનાચંદ બે હાલ થયા છે પણ બેને કાને સાંભળયું ન સાંભળયું કર્યું! બીજી વખત સમાચાર મોકલ્યા કે પાનાચંદ બહુ માંદા છે પણ બેને ભાઇને જોવા જવાની તસ્દી લીધી નહી. ત્રીજી વખત પાનાચંદ સમાચાર મોકલ્યા કે બેનને કહીએ કે મારૂં મો જોવું હોય તો આવજે પણ બેન જાયજ શું કામ! તેના કાળજામાં ભાઇના તે દીવસના વચન રૂપી ઘા તાજા હતા તેથી તે પોતાના છેલ્લા બોલને વળગી રહી! અને તેડા ઉપર તેડાં આવ્યાં પણ હરગીસ ન ગઇ. છેવટ કાળો તરી આવી કે પાનાચંદ તો ખીમજી શેઠને મળવા ગયા! સેવામાં ગયા! સિધાવ્યા! રામ શર્ણ થયા! પણ તે સાંભળી બેનની આંખમાંથી આંસુ પડયું નહીં! તેમ તે પોતાના ભાઇનો શોક જણાવવાને પણ ન ગઇ. શું ટેકી બઇ!! બેશક તેની લાગણી સાચી હતી અને પાનાચંદ જેવા એક અક્કરમી બેવકુફ ભાઇના તરફ તે છેક અસ્નેહાલપણું બતાવે તેમાં વાંચનાર સજ્જનોથી તેને દોષ દેઇ

શકાશે નહી કેમકે ભાઇ બેન વચ્ચેનાં દુઃખ ભરેલો ચિતાર પાછળ વાંચવામાં આવી ગયો છે.

પાનાચંદ શેઠના મરણ પછી કેટલાક દીવસે તે ગામમાં એક વિકાળ વાઘે દેખાવ દેવા માંડયો અને રોજ કેટલાક જનોની ખુવારી કરવા લાગ્યો. ઠાકોર સાહેબે આ ક્રુર પ્રાણીને મારે તેને પાંચ ગાંમ આપવાનું જાહેર-નામું કાઢયું. ખીમજી શેઠનો પુત્રનો નોકર, તેની પુત્રીનો ધર્મનો ભાઇ—પેલો દયાળુ દુખ ભંજન વિરસિંહ એક ખરો સુરવીર બચ્ચો હતો. તેણે આ જોખમ ભરેલું કામ માથે લીધું અને વાઘની પુંઠ પકડી. લોકો, સિકારીઓ અને ઠાકોર સાહેબ તેની પાછળ આ ભયંકર પ્રાણીને વિરસિંહ કેમ મારેછે તે જોવાને ગયા. વિરસિંહ અને વાઘ સામ સામે થયા. વિરસિંહ એક પેહલવાન શિકારી હતો તેણે વાઘના મોંમાં પોતાનો હાથ ઘાલી દીધો અને બીજા હાથથી તેના ઉપર ઘા કર્યો! ઘા ઘણો કારી હતો તેથી વાઘે ઘણું જોર કર્યું! વિરસિંહનો હાથ નિકળી ગયો. વાઘે મરતાં મરતાં પણ જોરથી વિરસિંહના પેટ ઉપર એવો પંજો માર્યો કે તેનાં આંતરડાં નીકળી પડયાં. વિરસિંહ પડયો! વાઘ પણ પડયો અને પાંચ દશ મિનિ-

ટના અરસામાં આ બંને એ એક બિજા ઉપર વિજય મેળવી, વેર લેઇ પોતાનો વહાલો પ્રાણ જગ કરતારને સે.પ્યો. વાઘના સાથે વિરસિંહના પણ પ્રાણ ગયા સાંભળી ઠાકોર સાહેબ અને લોકો ઘણા દુખી થયા-રડયા. ઠાકોર સાહેબે પોતાની કબુલાત પ્રમાણે વિરસિંહની વિધવાને અને તેનાં છોકરાંને પાંચ ગાંમ આપ્યા આ દુખ દાયક બનાવની વાત ખીમજી શેઠની પુત્રી એ જાણી તે ઘણી દુઃખી થઇ અને પોતાનો શોક પોતાનું હેત અને ભાઇ લેખેની સાચી લાગણી તેના કુટુંબ પાસે જણાવવાને ગઇ. ત્યા તેણે એટલો બધો વિલાપ કરયો કે જોઇને તેના પીયરના લોક અજબ થયા અને તેને પુછવા લાગ્યા કે.

**લોકો**—બેન થોડા દીવસ ઉપર તારો એકનો એક ભાઇ ગુજરી ગયો ત્યારે તને અનેક તેડાં મોકલ્યાં તો પણ ન આવી. તેમ કાણમાં કાણે પણ ન આવી અને આ જે પર નાતીના માણસની કાણે આવી આટલું બધુ કેમ રડે છે?

**બેન**—ભાઇઓ! પાનાચંદ કરતાં વિરસિંહ મને વધારે વહાલો હતો. એક સગા ભાઇ કરતાં તે વધ્યો છે. તેના સ્નેહ તેની લાગણી અને તેના ઉપકાર એટલા બધા

મારા ઉપર થયા છે કે હું તેને પાનાચંદ કરતાં વધારે ગણું છું અને આજ મને વિરસિંહના મરતાં એમ લાગે છે કે આજે મારા બાપ ખીમજીનો પુત્ર મરી ગયો. ખીમજીનો ખરો પુત્ર વિરસિંહને હું માનુ છું તો જો કે તેની અને મારી જાત અને મા બાપ જુદાં છે તો પણ વિરસિંહ મારો ધર્મનો ભાઇ હતો અને તેને માટે હું જે રડું તે ઓછુ છે. વિરસિંહના મરતાં હું એમ સમજુ છુ કે આજે મારૂં પીયર અને મારા બાપનું ઘર ઉજડ થયુ છે. તેણે મને ધર્મની બેન કહો, સગી બેન કહો પણ દુઃખ વખતે એવો દિલાસો દિધો છે કે સગો ભાઇ ન દે. પાના-ચંદ મારા બાપના મરવા પછી મારો ભાવ પુછયો ન હોતો, મને કોઇ દિવસ તેડી ન હોતી, એક લુગડાનો કડકો કર્યો ન હોતો તો પણ જ્યારે હું દુકાળની આફતમાં આવી ત્યારે તેને પોતાનો ભાઇ સમજી તેને આશરે ગઇ તી તે વખતે તેણે મને દિલાસો દેવાને બદલે એવાં તો નઠારાં વચન કહ્યાં કે મારા કાને તે સાંભળી શકાયાં નહીં, તેના પાસે ઉભુ રહેવાયું નહી હું રડી કકલી તો પણ તેને મારી દયા આવી નહી ઉલટો મારા હાલ જોઇ હસવા લાગ્યો હતો. તેણે મારી કરેલી થેકડી અને તિરસ્કાર જોઇ હું તેને ત્યાંથી રડતી નિકલી પણ મારી તેને દયા ન

આવી. ગામના પાદરે હું પહોંચી તે વખતે વિરસિંહ મને મળ્યો અને તેણે મને આશ્રય આપ્યો અને મને ધર્મની બેન ગણી મારૂં દુઃખ નિવાર્ણ કર્યું. ત્યારે હવે તમે મને કહેશો કે મને પાનાચંદ માટે અને વિરસિંહ માટે કેવી લાગણી હોવી જોઇએ."

લોકોએ તેની ખરા અંતઃકરણી લાગણી જોઇ તેને છાની રાખી અને તેનાં ઘણાં વખાણ કર્યાં. વિરસિંહની વિધવાએ તેને નણંદ જેટલું માન આપ્યું અને કહ્યું કે બેન તમારો સગો ભાઇ અને ધર્મનો ભાઇ મરી ગયા છે તો પણ હું અને આ તમારા ભાઇનાં છોકરાં હયાત છીએ ત્યાં સુધી એમ જાણવું કે તમારૂં પિયરપનાંતુ છે અને મને ઠાકોર સાહેબે પાંચ ગામ આપ્યાં છે તેમાંથી એક ગામ હું તમારો ખરોખર સ્નેહ જોઇ આપુંછું તે તમે તેવાજ સ્નેહના બદલામાં કબુલ કરશો. આ તે રજપુતની બાયડી! ખરી ક્ષત્રાણી! અને આ તે ખરી બેન! ધન્ય છે એવાં પ્રેમાળ દંપત્તીને, ધન્ય છે એવી બેનને અને ફીટકાર હજો પાનાચંદ જેવા શેઠને!!! અને લાનત હોજો પાનાચંદ જેવા મુર્ખા ભાઇને.

**સાર**—આ કરૂણા જનક વાતમાંથી સાર માત્ર એ લેવાનો છે કે જગતમાં સગા ગણે સગા નથી અને પારકા

કહે પારકા નથી. બધાઓની પરિક્ષા દુઃખમાં થાય છે. ગરીબ ગાય જેવી પુત્રીઓ અને બેનો બિજાને ત્યાં જાય છે તોપણ પોતાનાં મા બાપ અને ભઇ બેન કેટલાં વહાલાં હોય છે તેના ઘણા દાખલા વંચનારને મળતા હશે. બેનનું ભાઇ ઉપર સાચું હેત હોય છે તો જો કે ભાઇ બેન પર એટલું હેત નથી રાખતો. પારકે ઘેર ગઇ એટલે શુ તેણે ભાઇ ને બાપ વિસારવા અને પારકે ઘેર મોકલી એટલે શું ભાઇએ બાપે તેને વિસારવી ? પણ ના વધારે ચહાવી. પરદુઃખ ભંજન લોકો કેવા દયાળુ હોય છે તે બતાવવાને વિરસિંહ બસ છે. ધણીએ જેને માની તેને પોતે પણ માનવી એ વિરસિંહની સ્ત્રીનો ઉદાર સ્વભાવ ધડો લેવા જેવો છે. વાંચનાર ગ્રહસ્થોએ આવી વાર્તાઓ ઉપરથી પોતાનાં સગાં પ્રત્યે બહુ સ્નેહાળ અને દયાળુ થવું અને પારકાનું દુઃખ ટાળવાને પોતાની શક્તિ મુજબ ઉદારપાણું રાખવું અને સ્વાર્થી અને લંપટી, જુગારી, અને વ્યસની લોકોથી દુર રહેવાને માટે શિખવુ. આ વાર્તાનો હેતું સાર અને શિખામણ છે તે ઉપર નિરંતર ખ્યાલ રાખવો એવી મારી વિનંતી છે.



"જે થાય તે સારા માટે" અથવા "ઇસમે ભી કુછ ભેર હૈ."

---

## કાચા કાનનું પરીણામ.

(એક રાજ ખટપટનો કીસ્સો.)

---

### દોહરો.

ના લાયક હર બાબતે જેના કાચા કાન,
સર અવસર જાણે નહી જીભે નહી પરમાણ

અસલના વખતમાં રજપુસ્થાનમાં એક વેહેમસિંહ કરીને રાજા હતો. તેનો બાપ નાનપણમાં મરણ પામવાથી તેને નામે તેનો પ્રધાન ચંચળસિંહ રાજ્ય ચલાવતો હતો. કુંવર વેહેમસિંહ એકનો એક હોવાથી રાણીને લાડકવાયો હતો. તેના બાપના મરણ પામવાથી રાણી તેને પોતાની નજરથી વેગળો કરતી ન હતી. આથી કુંવર જનાનખાનામાં ઉછરવા લાગ્યો. તે રાત્રી દીવસ નીચ ગોલા અને ખવાસોની સંગતમાં પોતાનો વખત ગાળતો. આ લોકો ઘણા લાલચુ અને ખટપટીયા હતા. ચંચળસિંહ પ્રધાન કુંવરને સુધારવાને માટે રાણી સાથે ઘણી માથા ફોડ કરતો પણ તેના ગયા પછી ખવાસોની સલ્હાથી રાણીના વિચાર

બદલાઈ જતાં. આથી કુંવરે એક રાજા તરીકે જે જ્ઞાન, જે વિદ્યા, જે અનુભવ અને જે .યુદ્ધ કળા .શિખવી જોઇએ તે તેનાથી બરાબર શિખી શકાયું નહી. તેનામા આળસ અને મોજ શોખ વધ્યા, તે ભોળો અને કાચા કાનનો નિવડયો, તે જનાનખાનું શેવનારો અને બીકણ ગણાયો. આટલું છતાં તે એક રાજબીજ હોવાથી, પાટવી હોવાથી અને ચંચળસિંહ વફાદાર રહેવાથી ગાદીએ બેઠો. વેહેમસિંહ ગાદીએ બેઠો તેથી હવે પ્રધાનને બધી વાત રાજાને કાને નાંખીને અમલ કરવી પડતી. ખવાસોને કુંવર ગાદીએ બેઠા પછી ખટપટ કરવાની સારી તક મળી, ચંચલસિંહના એકલા કારભારમાં તેમનુકંઇ ઉપજતું ન હતું, તેમને મોટો તડાકો મારવાનો મળતો ન હતો, તેઓ વખતની વાત જોતા બેઠા હતા. પ્રધાન ઉપર તેઓ ચીડાઇ રહેલા હતા તેથી તેમણે હવે આ તકનો .લાભ લીધો. રાજાને તેઓ એક ઘડી વીલો મુકતા નહીં. પ્રધાનના આપ ખુદ કારભાર માટે તેઓ રાજાના કાન ભરતા તેઓ રાજાને ભંભેરી પ્રધાનનું અમુક કામ બંધ કરાવતા, તેઓ અમુક કામમાં પ્રધાને જાણી બુઝીને ભુલ કરી છે એવું સમજાવી પ્રધાનને ઠપકો અપાવતા. પ્રધાન આ બધા કાવા દાવા સમજતો હતો. પણ તે મરનાર મહારાજાનો વિશ્વાસ લાયક

વજીર હોવાથી, મરનાર મહારાજાએ તેના ઉપર મેહેરબાની બતાવેલી હોવાથી અને કુંવરને સોંપવાથી તેણે પોતાનો ટેક જાળવવાને અને સાવચેત રહી વફાદારીથી રાજાનું કામ બજાવવાને ઘણા યત્ન કર્યા. મુર્ખ અને કાચા કાન વાળા રાજાના હાથ નીચે અને ખટપટી ખવાસોની કીના ભરેલી વરતણુંક આગળ તેનું મન વારંવાર રાજખટપટમાંથી મોકલા થવાને ચહાતું પરંતુ તેમ કરવાથી રાજા આ ખટપટી ટોળીના હાથમાં એક રમકડું થઇ જશે અને રાજની ખરાબી થઇ, રઇયત હેરાન થશે એમ વિચારી ઘરડો વજીર પોતાની વફાદારીને ખાતર આ પીડા અને અપમાન સહન કરી રહયો હતો. પણ ખુદાને ઘેર પણ જાણે ઇનસાફ ન હોય તેમ પડતા ઉપર પાટુ એમ બનતું ચાલ્યું તે નીચેની બીનાથી જણાશે.

એક વખત રાજા નહાઇ ધોઈ ઉઘાડે પગે શિવના મંદિરમાંથી દર્શન કરી રાજ મેહેલમાં જતો હતો. તેવામાં એક કાચનો કટકો તેના પગમાં વાગ્યો તેથી તે એકાએક પડી ગયો. પડવાથી બીજા કાચના કટકા તેને વાગ્યા. આથી તે ઘણો હેરાન થયો. તેની ધોરી નસ કપાઇ. ઘણું લોહી નીકળયું. રાજા ખાટલે પડયો અને ઘણે

દિવસે સાજો થયો તોપણ ખુદાની મરજીથી તેના અંગમાં ખોડ રહી ગઇ. ચાલતી વખતે રાજાની તે ખોડ દેખાઇ આવતી. આ અકસ્માતને દરમીયાન એક વખત રાજાના ખવાસો અને પ્રધાન ફુરસદના વખતમાં ગપાં મારતા હતા. અકસ્માતની વાત નીકળતાં પ્રધાને કહયું કે ભાઇઓ કુદરત કોણ કળી શકે છે ખુદા વિચારવંત છે તેના ડહાપણથી જગતમાં માણસના સુખની અનેક તરેહ તરેહવાર ચિજો ઉતપંન થઇ છે તે જે કરે છે તે વિચારીને કરે છે અને મારા અનુભવ મુજબ તો "જે થાય છે તે સારાને માટે થાય છે" "ત્યારે શું મહારાજાને આ જીવ લેનારો અકસ્માત થયો તે શું સારાને માટે થયો!" એક ખવાસે ગંભીરાઇથી પુછયું. "ખુદાની ગતી વિચિત્ર છે! તે કંઇ ખોટું કરતોજ નથી જે કરે છે તે સારાને માટેજ કરે છે." પ્રધાને જ્ઞાન માર્ગનો વિચાર કરીને જવાબ દીધો. "નહિ નહિ નહિ! પ્રધાન સાહેબ! જે કંઇ ખોટું થાય તે સારાને માટે તે થાય?" "બીજા ખવાસે મશ્કરીમાં કહયું. "દુઃખ પાછળ સુખ" પ્રધાને ફરીને કહયું. "મહારાજાને રઇયતના પુન્ય પ્રતાપથી આરામ થયો એજ સારૂં થયું બાકી દુઃખ થયું તે કંઇ સારાને માટે થાય! નઠારૂં તે નઠારૂંજ! મહારાજાને આરામ તો થયો પણ

ખોડ રહી ગઇ ! આવું તમારૂં સારૂં? "ખવાસોએ પ્રધાનને ઉડાવ્યો. "ખોડ રહી એ ખરૂં છે પણ ખોડ સારાને માટે રહી હશે ત્યારે !" પ્રધાને કહ્યું. "પ્રધાનજી! તમો ઘરડા થયા તમને સાઠ વરસ થયાં એટલે સાઠે બુધ્ધ નાઠી એ કહેવત મુજબ તમો બકો છો ! આ તમારી વફાદારી ! મહારાજાને ખોડ રહી તે સારાને માટે રહી એમ કહેતાં તમે સરમાતા નથી ! તમારે તો દલગીરી બતાવવી જોઇએ ! અમારે મોંએ કહો છો તે ઠીક છે પણ મહારાજા સાંભળશે ત્યારે તમારૂં શું કરશે તેનો વિચાર કર્યો ! "ખવાસોએ પ્રધાનને ધાસ્તી આપવા માંડી. "લુચા લોભી ખવાસો ! તમેજ મહારાજાને ખરાબ કરનારા છો ! તમેજ એવા ખોટા ખોટા અર્થ ઉડાવી રાજાને ભંભેરી રાજમાં ખરાબી કરાવો છો. જો તમે પોતાનું અને રાજાનું ભલું ચહાતા હો તો તમારે આ ખટપટમાંથી દુર રહેવું. "પ્રધાને ગુસ્સે થઇને કહ્યુ. આમ તેઓ કજીઓ કરી લઢી પડયા. તેઓ ઘેર ગયા પણ તેમનો કીનો ઓછો થવા બદલે વધ્યો. પ્રધાને હવે તો પેહેલી જોગવાઇએ ખવાસોની ખસ ટાઢે પાણીએ કાઢવાનો વિચાર કર્યો. ખવાસોએ પ્રધાન પદ લઇ મુકવાને ગોઠવણ કરી.

જ્યારે રાજા ખાટલેથી ઉઠયો ત્યારે ખવાસોએ દર

બાર ભરી રઇયતની સલામ લેવાને રાજાને સલ્હા આપી. પ્રધાનને એક મોટો મંડપ રચવાને માટે હુકમ આપ્યો. તે પ્રમાણે મંડપ તૈયાર થયો. પણ તેમાં પેલા ખવાસો ની ગોઠવણથી કારીગરોએ એક ખામી રાખી હતી. આ ખામી એ હતી કે રાજાના રસ્તામાં જે પાટીયાં જડયાં હતાં તે પાટીયાં ઉપર થઇને રાજા જાય ત્યારે જાણે લુલો લંગડો માણસ ચાલે તે રીતનો દેખાવ રાજા નો થાય. નકી કરેલ દિવસે દરબાર ભરાયો. લોકો મહા રાજાની વાટ ઇંતેજારીથી જોતા બેઠા હતા. એટલામાં રાજાની સ્વારી આવી. ચોપદાર નેકી પોકારતો આવ્યો તેના પાછળ રાજા પ્રધાન વગેરે આવ્યા. રાજાને પધાર વાના મંડપના રસ્તામાં કરેલી ગોઠવણ મુજબ ચોપદાર થી માંડીને બધા લંગડાતા હોય તેમ ચાલવા લાગ્યા. આ ફારસ જોઇને દરબારમાં મોટું કૌતક થયું. લોકોએ મોંએ રૂમાલ દઇને હસવા માંડયું. અંતે મહારાજા સિંહાસન ઉપર બેઠા. પણ લોકો તો હસતા રહ્યા નહિ. રાજા તેમનું આ કારણ કળી ગયો અને ગુસ્સે થઇને બો લ્યો "પ્રધાનજી! તમારા મહારાજાનું અપમાન થાય અને દરબારમાં બેઠેલી રઇયતને હસવું આવે. એવી આ ર સ્તાની ગોઠવણ કોણે કરી છે સઘળા કારીગરોને બાંધીને

બંધીખાને નાંખો! "ખુદાવીંદ! આ મોટું કાવતરૂં રચાયુ લાગે છે! આ કારીગરોને જાણી જોઇને કોઇએ લલચાવી આ ફારસ કર્યો છે માટે તેઓને બંદીખાને ન નાંખતાં તેમને પુછી હકીકત મેળવવી સારી છે કેમકે ખટપટી લોકો ખશી જઇ નિરઅપરાધી મારયા જશે!" પ્રધાને રાજાને સલ્હા આપી. આ વખતે એક ખવાસે આગળ આવી રાજાને હાથ જોડી કહયું કે "મહારાજા? આ બધું તરકટ આપના આ ભલા દેખાતા પ્રધાનનુ છે. તેમણેજ અમને થોડા દિવસ ઉપર વાત કરી હતી કે "જે થાય તે સારાને માટે" તે ઉપરથી અમે તેમને કહયુ હતું કે બધું કંઈ સારાને માટે થતું નથી. જો સારાને માટે થાય તો મહારાજાને જે અકસ્માત થયો તે કંઇ સારાને માટે થયો હતો! તે અકસ્માતથી તો ઉલટી રાજાને ખોડ રહી ગઇ છે! ત્યારે પ્રધાને કહયું કે "ખોડ સારાને માટે રહી છે." આ ખોડ તેણે લોકોને બતાવવાને માટે આ કારીગરો પાસે આપના રસ્તાનાં પાટીયાં એ વીચીત્ર ખોડનો આબેહુબ દેખાવ બતાવે તેમ જ ડાવ્યાં છે. અને તેનું પરિણામ સર્વ જણે જોયું છે! ખરે ખર પ્રધાનજ ગુનેગાર છે! તેજ કાગડો છે પણ આપના

આગળ હંસ થવાને માટે આમ તાલમેલ કરે છે ! હવે આપ મેહેરબાની કરીને પ્રધાનને પુછો કે તેણે અમને એમ નહોતું કહ્યું કે "ખોડ સારાને માટે રહી છે." આ ટલા સવાલનો જવાબ આપની ખાત્રીને માટે બસ છે.!

**રાજા**—પ્રધાનજી ! તમારા ઉપર મુકાયલા આ ગંભીર તોહોમતમાંના છેલ્લા સવાલનો તમે શું ખુલ્લાસો કરો છો ?

**પ્રધાન**—ખવાસો ખટપટીયા છે ! આપ ભોળા ન થાઓ !

**રાજા**—બસ ! મારે વધારે વાત નથી જોઇતી ! જવાબ દો !

**પ્રધાન**—મહારાજ ! આપે આ વખતે ખામોશી રાખવી લાંબા વિચારની જરૂર છે. એ લોકો તરકટી છે અને મને પાયમાલ કરવા ચહાય છે.

**રાજા**—પ્રધાન ! તમો પુછાયલા સ્વાલનો પાધરો જવાબ દો.

**પ્રધાન**—હું એ લોકોના પુછેલા સ્વાલનો જવાબ

આપવાને બંધાયલો નથી ! મારા પાસેથી જવાબ લેવો હોય તો ઇનસાફની રીતે મારા ઉપર કામ ચલાવી શકાય ! કંઇ આમ ભર દરબારમાં હું જવાબ આપું નહિ ! આપણા રાજમાં કંઇ આવી રીતે ઇનસાફ થતો નથી ! એમ તો હું કંઇ એવો બુટો ઉઠાવી કહીશ તેનો શું તેમના પાસેથી આપે જવાબ લેવો જોઇએ. એક ખાનગી વાતને આમ ભેળી નંખાય નહિ ! ફુરસદનાં ગપાં તે ગપાંજ કહેવાય ! તેમાં કીનો હોવો ન જોઇએ ! જો કીનો હોય તો કોરટ ખુલ્લી છે ! ઇનસાફની રીતે તોમત નોંધાઇને તેનો ચુકાદો થવો જોઇએ ! આથીજ હું જવાબ આપવાને ના પાડું છું.

**રાજા**—પ્રધાન ! તમો મારા હુકમનું અપમાન કરો છો.

**ખવાસ**—અંનદાતા ! પ્રધાન ગુનેગાર છે અને પોતાને મોંએ પોતાનું બોલ્યું અબોલ્યું કરવાને તે ફોકટ ફાંફાં મારે છે અને તેથી ઉડાવે છે. જો તે સાચો ને વફાદાર હોય તો શા માટે જવાબ દેતો નથી !

**પ્રધાન**—પાળેલો નાગ અંતે ડસે એ ખરૂં છે !

તમો મુર્ખાનું જે રીતે મેં પ્રતિપાલન કરી રાજમાં ઉભવા દીધા છે તેનો બદલો આપો છો.

**ખવાસ**—પ્રધાનજી ! જેમ તમારા ભાગ્યે તમોને રાજમાંથી મુસારો મળતો તેમ અમને પણ અમારા ભાગ્ય મુજબ મળતો ! તમે શું કરવાને શકતીમાન હતા ! માણસથી શું થાય છે ! ખુદાજ સર્વનો ખરો કર્તા છે અને તેજ પ્રતિપાલન કરે છે.

**રાજા**—પ્રધાનજી ! હજી હું તમારી પેહેલાંની વફાદારી વિચારી ખામોસ રાખું છું. તમો પંચાત ન કરો જવાબ દો.

**પ્રધાન**—ખવાસના સ્વાલનું ખોટાપણ નથી ! તે ખરો છે એમ હું કહું છું. પણ જે રીતે, જેવા વખતે એ બોલ મેં કહ્યા તે બધું ધ્યાનમાં લેવું.

**રાજા**—પણ તમો મારે માટે એમ બોલી તો ચુક્યા નહિ !

**પ્રધાન**—બેશક !

**ખવાસ**--જુઓ અંનદાતા ! અંતે પ્રધાન કબુલ

થયા ! હવે હું કહું છું કે ભર દરબારમાં આપનો આ લંગડો દેખાવ લોકોને દેખાડવાનું કાવતરૂં પણ પ્રધાનનું છે ! મહારાજા ! આપે સમજવું જોઇએ કે એક પ્રધાન થઇને તેણે આપને લંગડા થવામાં સારૂં થયું એમ ખુલ્લુ કબુલ કરયું તેણે આ ફારસ જેવું ! શરમ જેવું ! બેવફાઇ જેવું કામ કરયું ! તે કેમ નહિ કરાવ્યું હોય ! તે અમને હલકા, ખટપટી અને લોભી ઠરાવે છે પણ તે બધાંમાંથી એ કયારે અલગ છે ? પ્રધાનજ પ્રપંચનું પુતળું છે!

**રાજા**--અવિચારી પ્રધાન ! આ તારા પેહેલા અવિચારી કામને લીધે ખવાસોનો શક કેમ ખરો નહિ હોય જણાવ.

**પ્રધાન**—મારે કંઇ જણાવવું નથી ! આપ ભોળા અને કાચા કાનના છો એટલે ઇનસાફની મારી દલીલ આપના દીલમાં ઉતરતી નથી અને તેણે કરીને આપ મને અપરાધી ગણો છો.

**રાજા**—પ્રધાન ! તું મુર્ખ છે ! તારી અકલ ઘરડપણને લીધે ગઇ લાગે છે ! તું માફી માગે તો તે હું આ વખત આપીશ. તું બેશક ગુનેગાર છે પણ તારી આગલી વફાદારી મારે ધ્યાનમાં લેવી પડે છે.

**પ્રધાન**—હું ઇનસાફની રીતે ગુનેગાર નથી એટલે માફ માગી શકતો નથી.

**રાજા**—હવે હું છેલ્લી તક આપું છું કે માફ માગવી.

**પ્રધાન**—ઘરડપણમાં આપના જેવા મહારાજાને હાથે મારી કદર બુજાય એજ હું ચાહું છું.

એ અર્થવાળું બોલુ છુ—મને ન્યાય મલવો જોઇએ. તમારે મને શીક્ષાજ કરવી જોઈએ.

**રાજા**—કોટવાલ! આ કમઅકલ નીંદાખોર પ્રધાનને જેલ ખાનામાં જીવે ત્યાં સુધી પુરી રાખો.

**પ્રધાન**—મહારાજા! આપે કરેલી શિક્ષાનો હું અગિકાર કરૂં છુ પણ યાદ રાખજો કે જે લોકોની બુદ્ધિથી આપ ચાલો છો તે લોકો આપને સંકટના વખતમાં છોડીને જતા રહેશે! જે ખોડને માટે મને શિક્ષા કરોછો તે ખોડને લીધે આપની જીંદગી બચશે! મારા બોલ બુદા ખરા પાડશે! ત્યારે આપને આજના કામનો પસ્તાવો થશે! મને વફાદાર અને બુધ્ધિશાળી સમજશો અને આ નિચ ગોલા-ખવાસોને હમેશને માટે દેશમાંથી કાઢી મુકશો. સલામ! પરમેશ્વર આપનું કલ્યાણ કરો!

પ્રધાનને કેદમાં નાંખ્યા પછી રાજમાં ખવાસોનો કારભાર થયો. તેઓએ રાજાને એશ આરામમાં ગરકાવ કરયો. રોજ નવા નવા રંગમાં રમાડવા માંડયો આથી ઇશકમાં પડેલો રાજા કયાં સુરજ ઉગે અને કયાં આથમે છે તે પણ જાણી શકતો નહતો. ખવાસોએ મોકલઇથી મહાલવા માંડયું. પ્રધાન અને રાજાનો દાબ તે બંનેનો રસ્તો થયો. પછી તેમણે રઇયતને લુગડાની પેઠે નીચોવવા માંડી. પઇસે ઇનસાફ વેચાવા લાગ્યો. બહુ બોલો હુશીયાર ગણાવા લાગ્યો, ખુશામતીયા પગભર થયા, ચોર બેફીકરા થયા, રંડીબાજો ધોળે દિવસે ગરીબ નિરદોષ સ્ત્રીઓની લાજ લુંટવા લાગ્યા. એમ રાજમાં જયાં ત્યાં અંધેર, અવ્યવસ્થા અને ગરબડાટ મચી રહયો. રઇયત ત્રાહ ત્રાહ પોકારવા લાગી અને પ્રધાનને યાદ કરી નવા કારભારીઓને—ખવાસોને ગાળો દેવા લાગી.

ખવાસો પણ મહારાજાના જેટલો વૈભવ ભોગવતા હતા. તેઓને એક વખત શીકારે જવાનું મન થઇ આવ્યું પણ રાજા વગર જવું લગાર ઠીક ન લાગ્યું. નકી કરેલે દિવસે શીકારી લોકોને લઇ તેઓ એક ઘોર જંગલમાં ગયા. ત્યાં ઘણા વાઘ વરૂ અને સિહો હતા. શીકારીઓ

ના શેર બકોર અને નગારાંના અવાજથી વાઘ ચારે તર રફથી નિકળી આવ્યા. પેહેલા સપાટામાં બે ખવાસના પ્રાણ લીધા. બેને ઘાયલ કીધા. રાજાને પકડયો. પણ રાજા તે જાતે ક્ષત્રી હતો તેણે વાઘના સાથે બાથ લીધી. આ વખતે બાકીના ખવાસો રાજાને પડતો મુકી પોતાનો જીવ બચાવાને નાઠા તેમની પાછળ વાઘ દોડયા. રાજાએ વાઘને ઠાર કરયો. પોતાનો જીવ તો ઉગરયો પણ હવે આ જંગલમાંથી કયાં જવું. તેના સાથીઓ તેને છોડી જતા રહયા હતા? એક રાજા જેની આંખનો પલકારો થતાં હજારો નોકરો દોડયા આવતા તેણે ખવાસોનાં નામ લઇને બુમો મારી પણ કોઇએ જવાબ દીધો નહિ. આ વખતે સુરજ આથમતો હતો. શિયાલાનો દિવસ હતો તેથી ઠંડી પડતી હતી, રસ્તો પણ નજરે પડતો નહતો. વનમાં ફાડી ખાનારાં પ્રાણીનો મોટો ભય હતો તેથી રાજાએ લાચારીથી એક ઝાડનો આશરો લીધો. રાતની રાત તેણે ઝાડ ઉપર ગુજારી બિજે દિવસે પંથે પડવાનો ઠરાવ કરયો. રાજમેહેલમાં, મશરૂની તલઇમાં સુનારો રાજા તે ઝાડ ઉપર બેઠો છે? કેવી કુદરતની લીલા છે! આ વખતે રાજાને પ્રધાનનો બોલ યાદ આવ્યો "સંકટ

ના વખતમાં છોડી જતા રહેશે" ખરેખર લુચ્ચા ખવાસો! બાયલા ગોલાઓ પોતાના દેહની દરકાર કરી જતા રહ્યા! પણ શું કરવું? ખેર! કેટલીક રાત્રી ગઇ ત્યારે ચંદ્રમાં ઉગ્યો વનમાં બધે અજવાળું પથરાઇ ગયું. એવામાં કેટલાક લુચ્ચા ચોરોની ટોળી પેલા ઝાડ નીચે પોતાની લુંટ વેંહેચી લેવાને આવી બેઠી, રાજા ઉપર રહયો જુએછે! એવામાં રાજાને છીંક આવી ચોર વેહેમમાં પડયા અને કોણ છીંકયું તે માટે તપાસવા લાગ્યા અંતે તેમની નજર ઝાડ ઉપર બેઠેલા રાજા ઉપર પડી. તેમણે તેને જબરીથી નિચે ઉતાર્યો અને ખુબ આદમ પાક આપ્યો? મારથી રાજા બે ભાન થઇ ગયો ત્યારે તેમણે તેને બાંધ્યો અને પોતાને ઘેર લઇ જઇ બિજે દિવસે રાજાને ગુલામના બજારમાં વેચવાને ઉભો કરયો! એક જતીએ રાજાને બત્રીસ લક્ષણો જોઇ બળીદાન આપવાને દશ રૂપીયે ખરીદી લીધો. પછી બલીદાનને દિવસે ગુલામને નવરાવી ફુલના હાર પેહેરાવીને આણયો ત્યારે રાજાને લાગ્યું કે હવે આપણુ આવી બન્યું! શી દશા! એક રાજાના શું હાલ! પણ દૈવ્યની વિચિત્ર ગતી છે. જેને રામ રાખે તેને કોણ ચાખે! મરવાની અણી ઉપર આવેલો રાજા હવે કેમ બચે!

પણ હજી તેના ભાગ્યમાં સુખ દુખ જોવાનાં હતાં તેથી તેના ઉપર ખુદાએ મેહેરબાની કરી! મોં .ઉપરથી નુર ઉડી ગયેલા ગુલામના શરીરમાં રહેલી પેલી ખોડ જોઇને જતિ દલગીર થયો! તેનો હરખ શોકમાં બદલાઇ ગયો! તેની મેહેનત ધુળધાંણી થઇ અને તેણે કપાળે હાથ દઇ રાજાને—ગુલામને કાઢી મુકયો—ના પસંદ કરયો! કેમકે ખોડવાળું માણસ બળીદાન માટે નકામું હતું. અંતે રાજા છુટયો. કેટલેક દિવસે તે પોતાને શેર પોચ્યો. તેણે પેલા વફાદાર પ્રધાનનાં વચન યાદ કરયાં. "જે થાય તે સારાને માટે—ખોડ પણ સારાને માટે રહી છે!" ધન્ય છે પ્રધાન ધન્ય છે! તારી અગમ બુધ્ધિ! તારી અટકળ પ્રમાણે હું બચ્યો! તારી અટકળ પ્રમાણે ખવાસો મને સંકટ વખતે છોડી ગયા! આમ પસ્તાવો કરીને રાજાએ પ્રધાનને કેદમાંથી છુટો કરી તેના આગળ પસ્તાવો કરયો! માફી માગી! અને પાછો પ્રધાનને રાજ કારભાર સોંપ્યો. પેલા ખવાસો રાજાથી છુપાતા ફરતા હતા! તેઓ મોં દેખાડવા શરમાતા હતા! તેમને રાજાએ પકડાવ્યા અને દેશનિકાલની શિક્ષા કરી. પણ પ્રધાનની આજીજી ઉપરથી તેમને રાજાએ પાછી માફી બક્ષી. કેવો સહનસીલ વફાદાર પ્રધાન! તેણે પોતાના શત્રુને પણ માફી બક્ષાવી કેવું ઉદાર દિલ!.

રાજા કેવો ભોળો અને કાચા કાનનો ! રજવાડું કેવી ખટપટોવાળું છે ! આ બધો કાણીરૂપ ઇતિહાસ જેટલો લખીએ એટલો થોડો છે. વાતની મતલબ કહેવત મુજબ ખરી પડી. "જે થાય તે સારા માટે."

**સાર**—આ વાતનો સાર ઘણો ધ્યાન લેવા જોગ છે. કાચા કાનથી અને ભોળા દિલથી માણસ કેવી ખરાબી કરી મુકે છે, પોતાનું ખાનું કેવી રીતે ખરાબ થાય છે, પોતે કેટલા દુઃખમાં આવી પડે છે, લુચા લોકો કેવી રીતે પોતાનું કામ કાઢી જાય છે અને નિરદોષ માણસ કેવી રીતે દુઃખી થાય છે અને અંતે પોતાના અવિચારી કામથી કેટલો પસ્તાવો થાય છે તે આ ટુંકી કહાણી બરાબર બતાવે છે, માણસોએ યાદ રાખવું કે માણસ જ્યારે એક સરખાં નથી હતાં ત્યારે તેમના સ્વભાવ રીતભાત અને ચાલચલણ કયાંથી સરખાં હશે. આખું જગત પોતાના સ્વાર્થને માટે રાત દિવસ ખટપટ કરે છે, એ ખટપટમાં બીજાને નુકશાન થશે એ જોતા નથી માત્ર સ્વાર્થજ ખરો એમ સમજે છે ! આથી તે લોકો પોતાનું કામ કરવાને ભોળા અને કાચા કાનના લોકોપર ફતેહ પામે છે. માટે આ વાત વાંચીને દરેક ભાઇઓએ અને બેનોએ લોકો

ની વાત કાને ધરતા પેહેલાં ખુબ વિચાર કરવો કે તેઓ જે કંઇ કહે છે તેમાં તેમને કંઇ મતલબ છે કે નહિ, તેથી પોતાને કે બીજાને નુકશાન થશે કે નહિ તેની ખાત્રી જો થાય તોજ તે લોકોની વાત ઉપર ધ્યાન આપવું નહિતો ન આપવું. મતલબી લોકો ઉંધા પાટા બંધાવાને મિઠી મિઠી વાતો કરવામાં અને તે વાતમાં તેમના કરતાં આપણને જ ફાયદો છે એમ બતાવાને બહુ તાલમેલ કરે છે માટે તેવા લોકો ફસાવી ન મારે અને પસ્તાવો કરવો ન પડે તેને માટે બહુ વિચારીને વરતવું. કેવળ પોતાની બુધ્ધિનો પેહેલાં ઉપયોગ કરવો અને જરૂર હોય તો પોતાના વિશ્વાસુ મુરબ્બીઓની સલ્હા લેવી પણ મતલબી લોકોના કહેવા મુજબ કે સલ્હા મુજબ કદી વરતવું નહિ. આમ સાવધ્ર દિલ રાખીને ચાલતાં દુનીયાંમાં બીજાને હાથ ઠગાતાં બચાશે માટે દરેક લોકોએ પુખ્ત વિચારીને કામ કરવું. મન ચોકસ રાખવું. અને જગતમાં ન્યાય, નીતિ, દયા અને ધર્મથી વરતવું આમ વરતવાથી ઇજત આબરૂ મળવા સાથે ધંધા રોજગારમાં આબાદી થશે અને સુખ ભરેલી જીંદગીમાં દિવસ ગુજરશે. પોતાનું હિત કરવાને લોકોએ હમેશાં સાવધ્ર રહેવું એવી અમારી વીનંતિ છે અને આ વારતાના પુસ્તકનો હેતુ પણ તેજ રાખેલો છે માટે તે હેતુ પાર પડે તે જોવાને અમે વધારે ખુશી છીએ.

# મોહબત તેની પરીક્ષા અને અંતે ફતેહ.

મોહબતમાં સાહસ નહી, કરશો કદી ચતુર;
કરશો તો દુખીઆ બની, થશો ફજેત જરૂર.
કસોટીએ ચઢતાં થશે, નિશ્ચે મોહબત નેક.
સાચું સો ટચ ઉતરી, ખોટું થાય ફજેત.

અસલના વખતમાં દિલદારશાહ કરીને એક નવાબ હતો, તેને શાહજાદો ન હતો, પણ એક દિનારજાદી કરીને શાહજાદી હતી. તેની ઉમર ૧૬ની થઇ હતી; તોપણ તેની શાદી કરી નહતી, કારણ કે નવાબ સાહેબને તેના ઉપર ઘણો પ્યાર હતો, તેથી પોતાની આંખ આગળથી દુર કરવા ચહાતા નહતા; એટલુજ નહી પણ તેને લાયકનો ખાવીંદ હજી સુધી મળ્યો નહતો. દિનારજાદી એક પરી જેવી ખુબસુરત અને ઘણી ચાલાક હતી. તેનું દીલ એક માછી મારના નવજુવાન છોકરા ઉપર લાગ્યું હતું. આ છોકરા ઉપર નવાબ સાહેબનો ચાહ હતો, કેમકે તે નવાબ સાહેબ માટે ઉમદા માછલીઓના જીગર પુરા પાડતો હતો. બબરચીખાનામાંથી તેનો મહેલમાં પગ પેસારો થયો. ઇશ્ક આંધળો છે. જવાની દિવાની છે. આ બને સાર અસાર જોતા નથી. કોના સાથે સ્નેહ કરવો

કોને પોતાનું જીગર અને બદન આપવું તેનો વિચાર રા ખતાં નથી. દિનારજાદી ઘણી ચતુર છતા માછી મારના છોકરાનો આફતાબ જેવો ચેહરો જોઇ તેના ઉપર મોહી પડી હતી. અને તેથી તેણે એક નીચ જાતીનો વીચાર ન કર્યો, અને તેને સમજાવીને પોતાની હજુર બોલાવી તેના સાથે હમેસા ચોપટ રમતી, અને ઇશ્કની પજરતી આગને તેની શીકલ જોઇ ટાઢક આપતી એક વખતે ચોપટ રમવાના ચરસમાં પેલો છોકરો પોતાનું કામ બ જાવવું ચુકી ગયો; પણ જ્યારે તેને તે યાદ આવ્યું ત્યારે ઉઠી જવા લાગ્યો.

દિનારજાદીએ તેને દીલાસો દીધો કે તું ચીંતા કર નહીં જે કામ માટે તું ઉઠીને જવા ચાહે છે તે હું પુરૂ પાડીશ. છોકરો બેઠો અંતે ચોપટની રમત પુરી થઇ; ત્યારે દિનારજાદીએ પોતાની કબુલાત પ્રમાણે કબાટમાંથી એક કાંચની બરણીમાં સાચવીને રાખેલું એક સરસ જીગર કાઢીને આપ્યું. તે લઇ તે ખુશી થતો બબરચી ખાનામાં ગયો. ત્યાં તે જીગર આપી પોતાને ઘેર ગયો.

દીનારજાદીનું દીલ માછીના છોકરા ઉપર લાગ્યા પછી એક દીવસ જ્યારે તે સાંજને વખતે ઝરૂખામાં બેસી

દુનીયાંની મજા જોતી હતી; ત્યારે તે રસ્તે થઇને જતા એક ફકીર તેનો ચલકતો ચેહેરો જોઇ તેના ઉપર આશક પડયો અને ત્યાંથી તેને ખસવું ગમ્યું નહીં. તેણે તેના ઝરૂખા સામે ઉભો રહી તેની સામુ ટગર ટગર જોયા કીધું. દીનારજાદીએ જાણ્યું કે ફકીર ભુખ્યો હશે, તેથી સુંદર મેવા મીઠાઇનો થાળ મોકલ્યો પણ ફકીરે તે પાછો કાઢયો. દિનારજાદીએ જાણ્યું કે તેને કપડા જોઇતા હશે, તેથી સારા કપડા મોકલ્યાં, પણ ફકીરે પાછા કાઢયા; ત્યારે દિનાર જાદીએ વિચાર્યું કે એને હજ કરવા કે ખેરાત કરવા ધન જોઇતું હશે તેથી એક સોનાની થાળી ભરીને સોના મોહોર, તથા હીરા માણેક, તથા મોતી મોકલ્યા છતા ફકીરે તેને પણ કબુલ ન રાખ્યાં. ત્યારે દિનારજાદીની ઇંતેઝારી વધી કે આટલું આટલું મોકલ્યું છતાં તે પાછું કાઢે છે, ત્યારે તેને શું જોઇતું હશે તેથી ઝરૂખા આગળ જઇ ઉભી રહી ફકીરને સાનમાં પુછ્યું તેનો ફકીરે જવાબ દીધો કે, "અએ પરીજાન હમે કુચ્છ ન ચાહીએ, ફકત મેરી એક ઇલતીજા હૈ કે તેરી ચાંદ સી પયારી મુરત હરદમ મુજકો દીખાયા કરે, તેરે દેખનેસે દીલ મેરા શાદ રહેગા, તુજે દેખતેહી અએ જાના મૈ ઇશ્કમે દીવાના હો ગયા, હું, તુજે મેરી કુચ્છ કદ્ર નહી, અએ જાના મૈ ખુબ

જાનતા હું, મેરે મુઆફક કે એક ગરીબ મુફલીસ ફકીર કો દીલ દેના કબુ ન ચાહેગી, અએ પયારી હરગીઝ ન તેરા દીદાર મેરે ચશમોસે બંધ કરના. જો દીદ તેરે દીવારસે થમ રહે હંયે ઉસે સબઝી બખશાના. મુજ સરીખે એક દીવાને આશકકી ઇતની ઇલતીજા કબુલ કરેગી તો અલ્લાહ તેરા ભલા કરેગા. અએ જાના ઇશ્ક ઓર મોહોબત હમારી મીલ્લત હુએ, ઓર યેતો હમને દીલમે ખુબ થાના હુએ "દીલમે આતા હુએ પરવાના સાહી જલ જાના, યા દરે શનમમે કહીં વસ્લત પાના," અએ પયારી તેરા ચાંદ સરીખા મુખ, ગુલાબ સરીખે ગાલ, ચશ્મે યાહુસી આંખે અનારસે દાતોને કીયા બેહાલ, અએ જાના ખુબ યાદ રખના. રાહે ઇશ્કમે શાહો ગદાકા એકી રૂતબા હુએ ગરચે હરએક ચીઝકી દુનીયામે બુલંદી વ પસ્તી હોગી લેકીન ઉસ રાહમે હમ ફકીર ઓર તુમ તવંગર સબ સરીખે હુએં."

ફકીરને પોતાના ઉપર આશક પડેલો જોઇ દીનારઝાદીએ તેના સ્નેહની પરીક્ષા કરવા સારૂ, એક દાસીને થાળી અને ચાકુ આપી ફકીર પાસે મોકલી, ફકીરે દીનારજાદીના દિલની વાત જાણી, સ્નેહને માટે ઇશ્કને માટે અને ઓરતને માટે દુનીયામાં પુરૂષો શું નથી કરતા, દુનીયાને ઉજ્જડ કરવા ધારે છે, સાંબાની અને પોતાની પાયમાલી થતી

હોય તો પણ થવા દે છે; ધન દોલત ઇઝત આબરૂ જતી હોય તો જવા દે છે, પણ ઓરતને માટે સર્વ કરે છે. વાંચનાર જોશે કે દુનીયાને ત્યાગ કરી અલ્લાને યાદ કર તો રખડી રઝળી પેટ ભરી બાકી રહેલી જીંદગી પુરી કરતો એક કંગાળ ફકીર, પોતાની પાયમાલી કરવાને ઇશ્કની લેહઝતમાં, ભુલમાં, અંધારામાં અને અજ્ઞાનપણામાં તૈયાર થયો, થાળી અને ચાકુ મોકલવાની દિનારજાદીની મતલબ ફકીરના સ્નેહની પરિક્ષા જોવાની હતી. ફકીર જેમ બોલે છે તેમ ખરા જીગરથી ખરા સ્નેહથી ચાહાય છે કે નહી તે તપાસવાનો આ તજવીજ હતી. ફકીર દિનારજાદીના દીલની વાત જાણી ગયો. અને દાસીના હાથમાંથી ઝટ થાળી અને ચાકુ લઇ બેધડક ચાકુથી પોતાની છાતી ચીરી જીગર કાઢીયું થાળીમાં મુકયું અને બોલ્યો, "અએ દાસી ઇસ થાલીકો અબ તેરી બાઇકે પાસ લીજા ઓર ઇતના મેરા આખીર કલામ કહેના, કે તેરે ખાતર, ઇશ્ક ઓર મોહોબતકે ખાતેર, તેરેકો ખુશ કરનેકે લીએ, તેરેપે જાન તસદ્દુક કરનેકે વાસ્તે, મેને મેરી ઝીંદગીકી પરવા ન કી, મેરી પયછાન તેરે જીગરસે અબહોગી, મેને મેરી મોહબત ઓર ઇશ્કકા ઇમતીહાન તુજ કદરદાન માશુકકો આજ દીયા હૈ, અબ તું ખુશ હોગી અલ્લાહ તુજે મ

આફ કરેગા, લેકીન જેસા ઇમતીહાન મેને દીયા હૈ, વૈશાહી તેરી વફાકા ઇમતીહાન ઇસ આલમ મે નહીં, ઇસ ફાની દુનીયામેં નહો, લેકીન ખુદ ખુદાકે વહાં ઓર ઉસકે હુઝુર ઝુરૂર હોગી, જો મેરે દીલકા તુને ઇશ્કમે ચકચુર હુવા જાનકે ઇમતીહાન લીયા હુએ, ઉસ દીલકી કદર કરના, ઓર દરે જાના પર ઉસકી કબ્ર કરના, ઓર આશકે સાબીરકે યે કલામ યાદ કરના.

'કુએ જાનાસે ખાક લાએંગે અપના કાબા વોરહી બનાએંગે

લોહે મઝારપે યેહી મીસરા ખુદવાએંગે.

મર જાએંગે પર દીલ કીસીસે ન લગાયેંગે.'

ઇસ દીલકી ઐસી કદર કરના, કે આલમમે દને લેનેકા ઝુહુરા ચમકતા રહે, અયે જાના "મરગએ મરદુદ. ન ફાતેહા, ન દરૂદ" ઇસ શએરકે મઝમુંકો હરગીઝ ન તરકકી દેના, ઓર એસા ન હોકે ઇસ નાપાયદાર દુનીયાકે રહેનેવાલે લોગોં, ઇશ્કકે નામકો બદનામ કરે, ઓર ઐસા ન જાને કે ઇશ્કહીચ હુએ, અએ, પ્યારી લોગોં કહેતે હયંકે પરવાના નાહક જલ મરતા હુએ, લેકીન જહાં તક શમા ન જલે વહાં તક પરવાના જલેગાહી નહીં, મેને તુજકો મેરે દીલકી ખરીદદાર જાનકે દીલ બેચા હુએ. "એ

કદરકો દીલ ન દીજીએ, અગર રશકે બદ્ર હો—દીલ એ સેકો દીજીએ જીસે ચાહનેકી કદ્ર હો" અબ અય જાના તેરા દીવાના જાતા હુએ. તુજસે રૂખસદ તલબ કરતા હુએ, જાના તુ સલામત રહે ઓર મુજસે હઝારો પંતંગ તુંશમાં કે શોઅલેપે જલ મરે," એટલું બોલી તે બરા આશકે પોતાનો પ્રાણ પેદા કરનારને સોંપ્યો.

દાસી આવી! થાલી જોઇ, જીગર જોયું, ફકીરનો સંદેસો સાંભલ્યો. તે હક થયો તે જાણ્યું. સાચો પડયો પોતાને માટે પ્રાણ આપ્યો. ઇશ્કને મોહબતને સાચી પ ડેલી જોઇ, તાજુબ થઇ, દીલગીર થઇ, પસ્તાવો કર્યો. સા હસ થયું. કોને કહેવું શું કરવું આવા આવા તાજુબી અને અક્કલને ગુમ કરી નાખે તેવા દલગીરી ભરેલા વિચારો થી દિનારજાદી દીવાના જેવી બની, તેનો જીવ ઉંડો ઉતરી ગયો, ચગડોળ ચઢયો, અને મુરછા પામી, દાસીઓએ પાણી છાંટયું, પંખો કર્યો, થોડી વારે શુધ્ધિ આવી. હવે શું કરવું તે તેણીએ વિચારી કાઢયું. મનમાં અનેક મન સુબા. કર્યા, પછી એક ઠેરાવ નક્કી કરી અમલમાં મુકયો. ફકીરના સબને મેહેલના સામે ઝરૂખાની પાસે માટીના એક મોટા ઢગલામાં ઠેકાણે પાડી દાટયું. ફકીરના જીગર

ને કાચની એક બરણીમાં તજવીજથી મુકી કબાટને સ્વાધીન કરયું અને એમ કરતાં આ વાત વિસારે પાડી.

હવે જ્યારે માછીનો છોકરો પેલું જીગર આપી પોતાને ઘેર ગયો અને જ્યારે બબરચીએ તેને પકાવાને ચુલે ચઢાવ્યું ત્યારે તે પોકાર કરવા લાગ્યું ? ઇમતીહાને બેવફામે નાહક દીલકું ખોયા ? આ પ્રમાણે તે જીગર ચુલા ઉપરના વાસણમાંથી દર પાંચ પાંચ મીનીટે બોલવા લાગયું. આ અવાજ કયાંથી આવે છે કોણ બોલે છે એ બબરચીએ આસપાસ જોઇ નકકી કરયું, તેનું ધ્યાન ચુલા ઉપર પકાવા મુકેલી તપેલી ઉપર બેઠું. તેણે તે ઉઘાડયું જીગરને બોલતું સાંભળ્યું. આ તાજુબી પમાડે એવુ અને મોહોબતને ધિકકારતું બોલવું તેણે બરાબર સાંભળ્યું. બીજાને બોલાવ્યો તેણે સાંભળ્યું એમ વાએ વાત પસરી ગઇ. નવાબ, વજીર, દિનારજાદી, લોકોએ અને માછી મારના છોકરાએ જાણ્યું સાંભળ્યું જોયું સર્વે તાજુબ થયાં. આ શું તાજુબી આ શું ભુલ પલીતી અને આ શું મોહોબત ઉપર ફીટકાર, બેશક એમાં કાંઇ ગુપ્ત ભેદ હશે, હમણાં એ માલમ પડશે નહીં. પણ અંતે પાપનો ઘડો ફુટી જશે અને સત્યનો જય થશે, માટે દરબાર ઘઢ આગળ તે જીગરને ઊંચુ લટકાવો, અને તે

ઉપર ચોકી રાખો જે કોઇ સાથ એ જીગર વાત કરે તેને મારી હજુરમાં લઇ આવો એવો હુકમ નવાબ સાહેબે આપ્યો, અને આવેલા લોકો ત્યાંથી વેરાઇ ગયા.

આ વાતને કેટલાક દિવસ વીત્યા પછી એક સવારે એક બુઢો ફકીર દરબાર ઘઢ આગળ જ્યાં પેલુ જીગર લટકાવેલું હતું ત્યાં થઇને નીકલ્યો.

તેણે પેલા જીગરને "ઇમતીહાને બેવફામે નાહક દીલકુ ખોયા" એ બોલો વારે ઘડીએ બોલતાં સાંભળી પોતાનું માથું ઉંચું કીધું અને તેનો જવાબ વાલ્યો.

"દકે બેકદરકો દીલ નાહક કયું તુ રોયા."

આ બુઝુરગ ફકીરના મોહોડેથી આટલા બોલો નીકલતાંજ તે દીલ બોલતું બંધ પડ્યું. આ જવાબ સવાલ સાંભળી ચોકી કરનારા સીપાઇઓ બુઝુરગ ફકીર સાહેબને નવાબ સાહેબની હજુર લઇ ગયા નવાબ સાહેબે ફકીરને મોટા માનથી પોતાની પાસે બેસાડી તેનો ભેદ પુછ્યો.

**નવાબ**—અયે નેક બુઝુરગ ફકીર આપ ખુદાકે ફીરસ્તો હો આપ સબ કુછ જાનતેહો અબ મહેરબાની કરકે ઇસકા ભેદ હમકુ બતલાઇએ.

**ફકીર**—નવાબ યે ભેદ જાનનેસે કુચ્છફાયદા નહી હૈ. બંધ મુઠી લાખકી. એસા રખના ખુબ હૈ.

**નવાબ**—અએ દાનેશ બુઝુરગ પીરમરદ ચાહો એસી જફા મુજપર હોગી લેકીન જહાંતક યે બાતકા રાઝ નહીં પાંઉગા વહાંતક મેને દીલમે કસમ ખાઇ હુએ કે મુઝે ખાના ઓર પીના હરામ હુએ.

**ફકીર**—અએ નવાબ મેરા કહા માન ઓર ઇસ બાતસે બાઝ આ. બાએસ સીવા રંજ ઓર મુસીબતકે ઇસમે કુછ હાંસીલ નહી પાએગા. રાજપાટસે ઓર દુની યાસે ખ્વાર હોગા. ઇસ મસલકો ખુબ યાદ રખના "ચેરા કારે કુનદ આકેલ કે બાઝ આયદ પસેમાની" [અએ દાનાઓ કામ કયું કરતાં હુએ કે જીસમે ફીર પસ્તાના પડે.]

**નવાબ**—અએ મેહેરબાન બુઝુર્ગ ચાહે શો હો મેને મેરે જાનતકબી ઇસકા ખુલાસા લેનેકા આહદ કીયા હુએ.

**ફકીર**—અએ નવાબ હુકમ કર જીસ આદમીને યે દીલ તેરે બાવરચીકે હાથ દીયા ઉસકો ઇસી વખ્ત યે થંમબલેસે બાંધે, ઓર હુકમ કર જહાંતક વો સચ ન બો લે કે વો દીલ કાંહાસે લાયા, વહાંતક ઉસે કુરે મારે. નવા

બના હુકમ પ્રમાણે માછી મારના છોકરાને થાંભલા સાથે બાંધ્યો ફકીરે તેને બે ચાર સોટી મારી પુછ્યું કે એ જીગર તું ક્યાથી લાવ્યો. મારથી કાયર થઇ તેણે દિનારજાદીનું નામ આપ્યું નવાબે દીનારજાદીને દરબારમાં તેડાવી અને પુછ્યું.

**નવાબ**—"અયે પ્યારી બેટી યે માહીગીરકા લડકા કહેતા હૅ કે યે દીલ તુને ઉસકો દીયા, ઔર તું ઇસ દીલકે ભેદસે માહીર હૅ, અગર તેરેપે સચ મેરી અવલાદ હોગી તો હરફન હુરફ ઇસ રાઝકા ખુલાસા તુ હમકો સચ સચ બતાએગી."

**દીનારજાદી**—(માછીના છોકરાને) "અયે નાદાન સચ હૅ જો કહેતે હૅ "કમ હોસલોંસે ચસ્મે મુરવત ન કીજીએ" અગર તેરે ખાનદાનકા ઔર તેરા તરાજુમે તોલ કરકે યે કામ કરતી તો આજ યે ભરી દરબારમે મેરે વાલીદકે સામને કભુ મુજે ઇસતરેહકી શરમીંદગી દરપેશ ન આતી. આફરીન હૅ ઉસ પતંગકો જો શમેકી ચાહમે જલ મરતા હૅ ઔર એક હરફભી આહકા મુંસે નહી નીકાલતા" શમેકી બે કરારીકો કહા પોહેચેગા પરવાના.

લરઝના થર થરાના સર કટાના ચુપ રેહેના જલ જાના "આફરીં હૅમજનુકો જો લૈલાકે ચાહામે શાજર બન

ગયા, ઔર લાઅનત હુએ તુજ સારીખે જુઠે આશકપે જો જરાસી મારકે ડરસે ઇસ બાતકા ભેદ અપને દીલસે ઝાહીર કર દીયા અએ માહીગીર લાઅનત હુએ તુજ સરીખે ગવારપે જીસને ઇશકકી દુધ સરીખી સુફેદીપે સીયા દાગ લગાયા. અએ પીદરેમન મેં ઇસ બાતકા શારા ભેદ અભી બતા દેતી હું. લેકીન મુજ કમતરીનપે ઇનાયત ફરમા ઇસ નીચ ગુલામ બે અવકાત માછીકો હુકમ ફરમાયો મેરે પાસસે વો અપની કાળી સુરત દુર લે જાવે. અએ પીદરે મેહરબાન વો દીલ મુઝે હવાલે કરો બાએસ ફરહાદકી કબ્રપે ફાતેહા પડનેકો આબે શીરીંસે વઝુ લાઝીમ હુએ. ઇસ લીએ વો દીલ જહાંતક મેરે સીનેસે ન લગા રહેગા વાહાંતક ઉસકા રાઝપીનહાં મેરે દીલસે ઝાહીર નહોગા, બહેતર હૈ કે આપ સબ મેરે સાથ ચલીએ ઔર જીસ આશકે સાબીરકા યે દીલ હુએ ઉસકા મઝાર આપકો દીખલાઉ, ઔર કુદરતે ઇલાહીસે આપકો સબી કુચ્છ ભેદ ઉસ મઝારસે હાસીલ હોગા, ઔર ઇસ બાતોંકા ખુલાસા મેરે કરનેસે બહેતર યે દીલ જીસકા હુએ વોહી કરે. દિનારજાદી, નવાબ, વજીર, ફકીર, અને આખી આલમ દિનારજાદી જયાં લઇ ગઇ ત્યાં ગયા કે

જ્યાં પેલા સાચા સ્નેહવાળા નેક મોહબતવાલા સાહસીક ફકીરનું સબ ડાટયું હતું. દીનારજાદીએ ત્યાં આગળ જઇ, ખુદાની બંદગી કરી ફકીરના શબને કાકલુદી ભરેલી અરજ કરી માફી ચાહી તેના જીગરને પોતાના જીગર સાથે દાબ્યું, અને બોલી અએ આશકે સાબીર, અએ દી લોજાન દીલ કે દેનેવાલે, મૈં તેરે ઇશ્કસે જો બે ખબરથી ઓર તેરે અનમોલ દીલકી કદર નહી જાની ઉસ લીએ મુઝે મોઆફ કર. મેં તેરી પાક મોહબત ઓર ચાહાસે ઓર તેરે ઇશકસે બેખબરથી ઇસ લીએ જોબી કુચ્છ ગુસ્તાખી મુજસે હુઇ હૈ, વો દરગુજર કર, બાએસ જહાં તક શમા જલે નહી વહાંતક પરવાનેકો શમેકી બેકરારીકી કયા ખબર, અએ જાના લે મેં તેરે દીલકી કદર કરનેવાલી ઓર તેરે અનમોલ દીલકો સીનેસે લગાને વાલી તેરે હાઝીર ખડી હું, ઓર તેરા દીલ મેરે દીલસે લગા હુઆ હુએ, અબ તેરેહી ઇશકકી લોહો મેરે બદનમે જારી હુએ, અએ પયારે દે દસ્ત તેરા ઓર લે દીલ મેરા, શમા જલતી હુએ ખુશ હોતા હુએ પરવાના, વહાહી પેર થમ જાતા હુએ જહાં આતી દરે જાનાં.

દિનારજાદી મુરછા ખાઇ ઢલી પડી. એકદમ જમીન ફાટી ફકીરનું સબ ઉપર તરી આવ્યું. અને એક હા

એ દીનારજાદીને પોતાની પાસે ખેચી લઇ, બંને જણા જમીનમાં ઉતરી ગયા, જમીન બરાબર હતી તેવી થઇ ગઇ, અને સરવે જણ તાજુબીમાં અને દીલગીરીમાં ગરકાવ થઇ ગયા.

**ફકીર**—"અએ દુનીયાદારો યે તમાસા દેખો ઓર આશકે શાબીર ઓર દીલોજાન માશુક કીસે કહેતે હુએ ઉસકા ખયાલ કરો. દેખો વો માહીગીરકા લડકા જો ઇશ્કશે બેખબર થા, કૈસે જુતીઆં ખાકર પસેમાન હુવા, ઓર અંતકો ઉસને અપની અવકાત દીખલા કર દિનારજાદીકે પાક મોહબતકો કૈસા કલંક લગાયા, રૂસવા કીયા, બાએસ "જબ "દરદ નહો દીલમે કયા મઝા ઇશક દેવે, કહેનેકો ભલા કોઇ નહી દીવાના હુઆ તો કેયા," ઉસકે દીલ મે ઇશક કેઆ શય હએ ઉસકી ઝરાભી ખબર નથી ઓર દેખો પાદશાહજાદીકો ઇશકકે શોલેને કયા હાલ બનાયાથા. સચ્ચા વો ફકીર આશકે સાબીર, જીસને દિનારજાદી કે એક હુરફસે અપના દીલ અપને હાથસે જીગરકો ચીરકે હવાલે કીયા, અલબતા પાદશાહાજાદી અવલ ઉસકે ઇશકસે બેખબર ઓર અંનજાન રહી, મગર બાદ અઝ ઉસ સચ્ચે આશકકે દીલસે દીલકો રાહત હુઇ, દીલ

કી પયેછા:ન હુઇ, ઔર ઉસને અપને મઝારસે ઉઠ કર અપની માશુકકો અપને હાથ લેકર, અપને ઘર ગયા, અ એ દોસ્તો એ દોનુ સચ્ચે આશક સાથ મીલકે ઉસ મા આબુદ કે ઘર ગએ. જો કુચ્છ હુવા વો ખુબ હુવા, મેરી તુમ લોગોંસે ઇતનીં ઇલતેજા હએ કે હરએક આદમને ખુબ ખયાલ કરના કે ઇશક ઔર મોહોબત યે કયા શએ હએ, અગર ઇસિરાહે ઇશકમે કદમ ધરનેકે પેશતર દિનારજાદી જરા ખ્યાલ કરતી તો યે રૂસવાઇ ઔર આશ કે શાબીરકે જાનકા જાના કભુ ન હોતા. હરએક શએ જીસ્સે અપની સારી જીંદગીકા તાલ્લુક હએ ઉસમે કભું કોઇ ચીઝમેં ઇઝતરાબી ન કરના, હરએક ચીઝ ખુબ અકલમંદીસે, ગૌરસે ખુબ સોંચકે કરના, કે આઇનદા કોઇ ચીઝમે પસતાના ન પડે. હર બુરે યા અચ્છે આમાલ કરને વખ્ત ખુદાકો હાઝીર નાઝીર સમઝના, ઔર ફીર ઉ સ્કી કરીમી ઔર રહીમીકા ઉમેદવાર રહેના."

ફકીરની નસીયત સાંભળી લોકો નવાબ, વજીર, દુ:ખી થતા રડતા અને તાજુબ થતા વિખરાઇ ગયા.

**સાર**—સાર એટલોજ કે જવાની ઘણી જોખમ ભરેલી અને આગળ પાછળ જોનારી નથી માટે તેમાંથી ફેવળ સાચુ સુખ અને ઊજલી કીરતી મેલવવા લાંબા

વિચારથી ધિરજથી માબાપનુ કુળ અને આબરૂં વિચારીને ડાહ્યા અને ઘરડા માણસની સલાહથી કામ લેવું તેથી પરીણામ ફકત સુખ અને સપવાલી જીંદગીમાં અને દીવસ આનંદમાં ગુજરસે અને સાચા સ્નેહમાં ખુદાની ભકિતમાં અને ઇજત આબરૂંમાં આ દુનીયામાં અને પર દુનીયામાં પણ સુખ શાંતી અને વિસામો મલશે જીવ્યાનું અને મુવાનું સાર્થક થશે. "સાચું તે સાચું રહે અનેક વાર તવાયકંચન અને કથીરનો ફેર તરત જણાય" વાસ્તે સાચુ એજ સાચું સોનું હજાર વાર તવાય તો પણ પોતાનું ખરાપાચું મુકે એ કદી બને નહી જેવી રીતે એક ખાંનદાની અને અસીલ હજાર ભુખે મરે પણ પોતાનો હાથ પસારતો નથી તેવી રીતે સાચા અને ખોટા સ્નેહને તપાસવો તેની પરીક્ષા કરવી, એજ અમારી ભલામણ છે અને આ કીતાબમાં સમાવેલી દરએક વાર્તાઓનો વાચનાર ખુબ ખ્યાલ કરશે એજ હમારી વીન્નતી છે જે થયેથી હમારી આ કીધેલી મેહનતને હમો શફળ થયલી જાણીશું.

**સમાપ્ત.**